# અમારા તરફથી મળતાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | કારાવાસની કહાણીઃ વ્યાખ્યાનો, પત્રો અને લેખો.<br>લેખક : શ્રી અરવિંદ ઘોષ | ૦–૧૦–૦ |
| ૨ | રાષ્ટ્રગીત<br>( બંગાળી, હિન્દી, હિન્દુસ્તાની, મરાઠી અને ગુજરાતી ગીતોનો સંગ્રહ. )<br>સંગ્રહકર્તા : ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૦–૧૦–૦ |
| ૩ | હિંદ સ્વરાજ્ય, એક સત્યવીરની કથા, અને સર્વોદય.<br>લેખકઃ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી | ૦– ૮–૦ |
| ૪ | આટલું તો જાણજો | ૦– ૬–૦ |
| ૫ | સત્યાગ્રહીના સ્વાતંત્ર્યમંત્રો | ૦– ૦–૩ |
| ૬ | લાલા લાભસિંગ | ૦– ૩–૦ |
| ૭ | ગુલામ જીલાની | ૦– ૨–૦ |
| ૮ | ઇજિપ્તનો અસહકાર | ૦– ૧–૬ |
| ૯ | અમૃતસરની વીરાંગના | ૦– ૧–૦ |
| ૧૦ | પંજાબના અત્યાચારો | ૦– ૧–૦ |
| ૧૧ | કાયદા સામે થવાની ફરજ | ૦– ૧–૦ |
| ૧૨ | ખેડાની લડત | ૧– ૮–૦ |
| ૧૩ | મુક્તધારા | ૦– ૬–૦ |

એક રૂપીયાથી ઓછી રકમનાં પુસ્તકો મંગાવનારે કિંમત જેટલી ટીકીટો ટપાલ ખર્ચ સાથે મોકલવા કૃપા કરવી.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્ર પાસે,
અ મ દા વા દ

# આટલું તો જાણજો

ભાગ ૧ લો

---

લેખક

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

રાષ્ટ્રીય વિદ્યામંદિર, સત્યાગ્રહાશ્રમ

**સાબરમતી**

---

પ્રકાશક

**ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક**

રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય

**અમદાવાદ**

---

સંવત ૧૯૭૮] મૂલ્ય છ આના [પ્રત ૧૫૦૦

પ્રકાશક:

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, ભદ્ર
અમદાવાદ



મુદ્રક:

રામદાસ મોહનદાસ ગાંધી
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ

# પ્રસ્તાવના

પુસ્તકનું નામ જ એવું છે કે પ્રસ્તાવનાની ઝાઝી જરૂર રહેતી નથી. અંગ્રેજના રાજ્યમાં દિનપરદિન આપણી દશા બગડતી ચાલી છે તે સહુ જોઈ શકે છે, પણ તેનાં કારણો લોકના સમજવામાં નથી આવી શકતાં. તે વિગતવાર બતાવવાનો આ પુસ્તક અને હવે પછી તેના બીજા ભાગો લખાશે તેનો ઉદ્દેશ છે.

પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓ તથા ગામડાના ઓછું ભણેલા લોકોને ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિથી વિષયોની ચર્ચા કરી છે.

ન૦ દ્વા૦ પ૦



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પહેલી આવૃત્તિ કરતાં આમાં સ્હેજસાજ ફેરફાર કર્યો છે. આખી દુનીયાની વૃત્તિમાં ' બોલ્શેવિઝમ ' દાખલ થતું જતું દેખાય છે એટલે તે શું છે એ આપણા લોકો જાણે એમ માનીને તે વિષે એક નવું પ્રકરણ ઉમેર્યું છે. ગોરક્ષાનો પ્રશ્ન બહુ મહત્ત્વનો હોવાથી તેનું પ્રકરણ પણ ઉમેર્યું છે. રચનાત્મક કાર્યક્રમમાં રાષ્ટ્રીય કેળવણી એ બહુ જ મહત્ત્વનું અંગ થઈ પડવાથી તેની ચર્ચા વિશેષ વિગતથી કરી છે.

' હિંદ કેમ પાયમાલ થયું ' એ લેખ ગઈ આવૃત્તિમાં પરિશિષ્ટ તરીકે આપ્યો હતો તે આ આવૃત્તિમાંથી કહાડી નાંખ્યો છે, કારણ આ પુસ્તકના બીજા ભાગમાં 'હિંદ કેમ પાયમાલ થયું' એ વિષે બીજા લેખોનો સંગ્રહ પણ થોડા વખતમાં પ્રગટ કરવા ઉમેદ છે.

**ન૦ દ્વા૦ પ૦**



# અનુક્રમણિકા





# રાજ્યપદ્ધતિઓ

એમ મનાય છે કે માણસો પહેલાં જંગલમાં લગભગ પશુઓની માફક રહેતાં, અને અનાયાસે મળી આવતી વસ્તુઓ ઉપર પોતાનો ગુજારો ચલાવતાં. તેમાંથી પોતાને જોઈતું અનાજ, શાક, ફળ વગેરે પકવવા માટે ખેતી કરવાની રીત તેમને સૂઝી અને તેઓ ટોળીઓ બાંધી રહેવા લાગ્યાં. ઘણાં માણસો એકઠાં રહે એટલે કેટલાંક કામ એવાં ઉત્પન્ન થાય કે જે કોઈ પણ એક માણસનાં નહિ, પણ આખા સમુદાયનાં હોય. હવે આ સમુદાયમાં અંદર અંદર તકરાર ન થાય તે માટે અથવા તકરાર પડે તો તેનો ન્યાય કરવા માટે કાંઇક કાયદા પણ જોઇએ. એટલે આવાં સંઘસમસ્તનાં કામો કરવા માટે તથા સંઘના કાયદા નક્કી કરી તેનો અમલ કરવા માટે કાંઇ બંદોબસ્ત કરવાની જરૂર પડી હશે. કેટલીક જગાએ આવો બંદોબસ્ત એક માણસના હાથમાં આવી પડ્યો હશે અને તે રાજા કહેવાયો હશે. એકાદ ટોળીમાં જે સૌથી બળવાન હોય તે જ વખતો-વખત બધાને મદદ કરે, કોઈ ઉપર જુલમ થતો હોય ત્યારે સ્વભાવિક રીતે એની મદદ માગવામાં આવે; આ રીતે એ કહે એ જ આખી ટોળી માને અને એ જે ચુકાદો આપે એ જ ન્યાય ગણાય. એટલે કે જે વીર હોય તે જ રાજા. એવો માણસ ઘરડો થઇ જાય એટલે જોકે એની શક્તિ ઓછી થઈ હોય તોપણ એના વિષેનો

આદર તો વધતો જ જાય અને એના લાંબા અનુભવને લીધે એનો ચુકાદો જ બધાને પસંદ હોય; એટલુંજ નહિ પણ ટોળીના બધા બળવાન જુવાનો એના તંત્ર પ્રમાણે ચાલે. આ રીતે શરૂઆત બળથી થાય, પણ છેવટે જ્ઞાની કે અનુભવી માણસ રાજા થઈ જતો હશે. તેથી દરેક ટોળીનો બંદોબસ્ત તે તે ટોળીના વૃદ્ધ અને ડાહ્યા માણસો કરવા લાગ્યા હશે. પણ જ્યારે એક માણસનો ચુકાદો બધાને પસંદ ન પડે અથવા એક જ ટોળીમાં જુદા જુદા મતવાળા બે ડાહ્યા ભેગા થાય ત્યારે કાં તો બે જણ લડી લે અથવા એક ટોળીના બે વિભાગ થઈ જાય, અથવા બહુમતિથી એક જણનું માનવાને બધા તૈયાર થઈ જાય. આવી રીતે કેટલીક જગાએ પોતાની ટોળીમાંથી લોકોએ ચુંટી કહાડેલા માણસોને ટોળીનો બંદોબસ્ત સોંપવામાં આવ્યો હશે. રાજ્યતંત્રની શરૂઆત આમ થઈ હશે.

એટલે રાજ્યની શરૂઆત મૂળ તો લોકોની મરજીથી જ થઈ, પણ એક માણસના હાથમાં સત્તા આવે એટલે તે પોતાની મરજી પ્રમાણે જ ચલાવે. બાપની મિલકત દીકરા પાસે જાય એ કુટુમ્બનો રીવાજ રાજ્યવ્યવસ્થામાં પણ આવે એ સ્વાભાવિક છે. એટલે રાજા થયેલો માણસ પોતાની સત્તા પોતાના દીકરાને સોંપી દે તો તેમાં લોકોને ખોટું ન જ લાગે. પણ બધા માણસો સરખા નથી હોતા. મૂળ રાજા સારો હોય, પણ તેનો છોકરો સારો ન હોય તો તે સારી રીતે રાજ્ય ન પણ ચલાવે, અને આપખુદી અથવા જુલમી હોય તો લોકોને પૂછ્યા ગાછ્યા વિના પણ પોતાનો દોર ચલાવે. આમ બનવા લાગ્યું હશે ત્યારે જ્યાં લોકો જબરા, આગ્રહી અને સંપીલા હશે ત્યાં તેઓ એકત્ર થઇને રાજા ઉપર પોતાનો અંકુશ રાખી શક્યા હશે, અને જ્યાં લોકો નબળા હશે ત્યાં કુલ સત્તા રાજાના હાથમાં જતી રહી હશે. વળી રાજ્યમાં પોતાનાં બળ, ઉદ્યોગ

અને ચતુરાઇને લીધે કેટલાક માણસો ઘણી જમીનના માલેક થઈ પડે અને તેઓ પોતાથી ઉતરતી બુદ્ધિના લોકોને પોતાની જમીન ઉપર કામ કરાવવામાં રોકે. આવા જમીનદારના હાથ નીચે કામ કરનારા ઘણા માણસો હોય એટલે તે અમુક રીતે સત્તાવાન થઈ પડે અને રાજાને તેમની સાથે મળીને ચાલવું પડે. આ જમીનદારોને નવરાશનો વખત વધારે મળતો, એટલે તેઓ શિકાર અને લડાઇની કળામાં વધારે પ્રવીણ બનતા. આમ એક સરદારવર્ગ હસ્તીમાં આવ્યો અને તે રાજ્યની વ્યવસ્થામાં ભાગ લઇને રાજાની સત્તા ઉપર અંકુશરૂપ થયો.

એટલે કેટલીક જગાએ એકલા રાજાની જ સત્તા ચાલતી. રાજા મરી જાય એટલે એનો મોટો કુંવર રાજા થાય, એને **રાજસત્તાક પદ્ધતિ** કહેવાય. તે પોતાના અમીરો અથવા સરદારો સાથે મળીને, ઘણુંખરૂં તેમની સલાહ લઇને રાજ્ય કરતો. પોતાના ઉપર તેમની પ્રીતિ રહે એવી કાળજી રાખતો, કારણ બધા સરદારો અથવા ઘણા સરદારો એકઠા મળીને તેની સામે થાય તો તે તેમને દબાવી શકે નહિ. જે રાજા આપખુદ હોય તે કોઇની સલાહ લીધા વિના પોતાની મરજી પ્રમાણે વર્તતો, તેવે વખતે રાજ્યમાં અસંતોષ થતો અને રાજાની સત્તા નબળી પડવાનો વખત આવતો. જ્યાં અમીરો ઘણા જ સત્તાવાન થઇ ગયેલા હતા, ત્યાં તેમને રાજાની આણ માનવાની જરૂર નહિ લાગેલી અને અમીરો જ એકઠા મળીને રાજ્યનો વહીવટ ચલાવતા. આવી રાજ્યવ્યવસ્થાને **અમીરસત્તાક પદ્ધતિ** કહેવાય.

જ્યાં લોકો બળવાન અને કોઈ એકની સત્તા નીચે ન દબાઇ જાય એવા હતા ત્યાં તો લોકોમાંના વડીલ અને ડાહ્યા માણસોની સત્તા જ કાયમ રહી અને રાજ્યવહીવટ તે લોકોના હાથમાં રહ્યો. આને **મહાજનસત્તાક રાજ્યપદ્ધતિ** કહેવાય.

પણ વડીલોને કાંઇ લોકો પસંદ ન કરી શકે. કેટલાક લોકોને લાગ્યું હશે કે રાજ્યવ્યવસ્થા તો આપણા પોતાના જ હિતને માટે

છે, અને આપણું હિત જોઇને જ આપણે તેને વશ રહીયે છીયે; તો પછી તે તો આપણા પોતાનાં પસંદ કરેલાં માણસોના હાથમાં જ હોવી જોઇયે. એટલે તેઓ વખતોવખત પોતાનામાંથી લાયક માણસોને રાજ્યવહીવટ માટે પસંદ કરવા લાગ્યા હશે અને તેમને વ્યવસ્થા સોંપી હશે. આવી રાજ્યપદ્ધતિને **લોકસત્તાક રાજ્યપદ્ધતિ** અથવા **પ્રતિનિધિ રાજપદ્ધતિ** કહેવાય.

આવી લોકસત્તાક અથવા પ્રતિનિધિ રાજ્યપદ્ધતિ અત્યારે અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સ્‌માં છે. યુરોપમાં, ફ્રાન્સમાં, સ્વીટ્ઝર્લાન્ડમાં અને બીજા કેટલાક દેશોમાં પણ છે. મહાજનસત્તાક રાજ્યપદ્ધતિ ગ્રીસ દેશનાં ન્હાનાં ન્હાનાં શહેર શહેરનાં રાજ્યોમાં જુના વખતમાં હતી. ઇંગ્લંડમાં અત્યારે એવી વ્યવસ્થા છે કે જેમાં રાજા, અમીરો તથા લોકો ત્રણે ભાગ લે છે. પણ લોકોની સત્તા સહુથી વધારે છે. એકલા રાજાની જ સત્તા ચાલતી હોય તેવા દાખલા હિંદુસ્તાનનાં આપણાં દેશી રાજ્યોના છે. થોડાં વર્ષ ઉપર રશીયામાં પણ એવી જ આપખુદી રાજ્યસત્તા હતી. હિંદુસ્તાનમાં જુના વખતમાં જુદે જુદે સ્થળે ઉપર ગણાવી તેવી બધી જાતની પદ્ધતિઓ ચાલતી.

સૌથી શરૂઆતમાં રાજ્યપદ્ધતિ કેવી હશે અથવા કેવી રીતે શરૂ થઇ હશે એ વિષે આજે તો કલ્પના જ થઇ શકે. જુદા જુદા સમાજના સ્વભાવ પ્રમાણે જુદી જુદી રીતે રાજ્યપદ્ધતિઓ શરૂ થઇ હશે. યુરોપીયન લોકો માને છે કે છેક શરૂઆતમાં લોકો જંગલી પશુ જેવા હતા અને પશુની પેઠે અંદર અંદર લડતા હતા. એમાંથી એમને ડહાપણ સુઝયું, અને લડીને માથાં ભાગવાં કરતાં દરેક પક્ષની તરફેણમાં કેટલાં માથાં છે એ ગણીને જ તે પક્ષના હાથમાં સત્તા સોંપી દેવી એમ યોગ્ય ધાર્યું. આપણે ત્યાં સમાજ વિષેની કલ્પના કાંઇક જુદી છે. આપણે ત્યાં મનાય છે કે એકદમ શરૂઆતમાં લોકો બધા સજ્જન અને ભલા હતા; કોઇ કોઇના ઉપર જુલમ ગુજારતા નહિ, સ્વાર્થથી આંધળા થતા નહિ,

બીજાનું હિત સાચવીને જ પોતાના સુખનો વિચાર કરતા. આવા લોકોને રાજ્યની કે સરકારની જરૂર જ શાની હોય? આ સ્થિતિને સત્યયુગનું નામ અપાય. એને આપણે પવિત્ર અરાજક પણ કહી શકીયે. પણ અરાજક એટલે બેબંધ બાદશાહી નહિ. સરકાર અંકુશ રાખે ત્યારે જ લોકો ભલાઇથી રહે એ સુધરેલી દશા તો ન જ ગણાય. માણસો બગડયા, પાપ કરવા લાગ્યા, સ્વાર્થથી આંધળા થયા, લડવા લાગ્યા ત્યારે એ ખરાબ દશાના ઓસડ તરીકે રાજ્યવ્યવસ્થા શરૂ થઈ. સમાજ જ્યારે પહેલવહેલો બગડવા માંડયો હશે ત્યારે જે લોકોમાં સરકાર હોય તે લોકોની સ્થિતિ નામોશીભરેલી ગણાતી હશે. જેમ આજે સ્વતંત્ર દેશોમાં જેલની સ્થિતિ ખરાબ ગણાય છે, કેમકે તેની અંદર માણસની નાલાયકીને લીધે તેની સ્વાભાવિક સ્વતંત્રતા ઉપર અંકુશ મુકવામાં આવે છે, તેમ નાલાયક લોકો ઉપર જ રાજ્યસત્તા રાખવી પડતી હશે.

આપણા લોકોની માન્યતા પ્રમાણે લોકો જ્યારે બગડયા ત્યારે તેઓ ઇશ્વરને શરણ ગયા. ઇશ્વરે કહ્યું કે તમે એકને તમારો રાજા ખોળી કહાડો. એ તમારૂં નિયમન કરશે. પણ કોઇ સારો માણસ આવું ગંદું કામ કરવા તૈયાર ન થયો. નાલાયક લોકોને બાળકની માફક અથવા પશુની માફક અંકુશમાં રાખવા અને તેમના બધા દોષોની જવાબદારી પોતાને માથે લેવી એ કોઇને ગમ્યું નહિ. આખરે એક જણને વીનવી વીનવીને રાજી કર્યો. એની સાથે કબુલાત કરી કે તમારૂં કહ્યું માનીશું, અમારા તપનો અને મહેનતનો છઠ્ઠો ભાગ તમને આપીશું, તમારી પદવી પૂજ્ય ગણાશે અને પાપનો દોષ પાપ કરનારને જ વળગી રહેશે. આમ રાજા બન્યો. આવા રાજાની ફરજ હતી કે ઇન્દ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય વગેરે લોકપાલક દેવોના કેળવે. પ્રજાના હિતને માટે પોતાનો ખાનગી સ્વાર્થ અને ખ જતાં કરે અને નિઃસ્વાર્થી, નિર્વૈર ઋષિઓ બતાવે તે નિયમ પ્રમાણે રાજ્ય કરે. ઋષિઓ જે રાજાને વખોડે તે રાજા મટી જતો. પોતાનું આચરણ પ્રજાને પસંદ છે કે નહિ એ જોઇને જ રાજા રાજ્ય

કરે. પ્રજા પાસેથી ધર્મનું પાલન કરાવવા માટે રાજાના હાથમાં દંડ એટલે કે સત્તા આપવામાં આવી, અને રાજા જ્યાં સુધી ધર્મ પ્રમાણે ચાલે ત્યાં સુધી જ તેના હાથમાં દંડ રહે એવો નિયમ કરવામાં આવ્યો.

હિંદુસ્તાનમાં બધે જ રાજાનું રાજ્ય ચાલતું એમ નથી. કેટલેક ઠેકાણે રાજકુળના અનેક કુટુમ્બોમાં વારાફરતી રાજ્યસત્તા આવતી. કેટલેક ઠેકાણે લોકસભા જ રાજ્ય ચલાવતી. ન્યાતનાં મહાજન જેવાં મોટાં મોટાં મહાજનો જ રાજ્ય કરતાં; અને બ્રાહ્મણોને દાન આપેલાં ગામોમાં બ્રાહ્મણો પોતાની મેળે જ વ્યવસ્થા કરી લેતા. મોટું સંકટ આવે ત્યારે અનેક રાજાઓ એક થતા અને પોતાનામાંથી એકને ચક્રવર્તી તરીકે સ્વીકારતા. આમ આપણે ત્યાં બધી જાતની રાજ્યપદ્ધતિઓ હતી. પણ એની પાછળ કલ્પનાઓ જુદી જુદી હતી.

---

# નોકરશાહી

પણ અત્યારે હિંદુસ્તાનમાં આપણે જોઇ ગયા તેમાંની એકે રાજ્યપદ્ધતિ નથી ચાલતી; એક નવી જ જાતની પદ્ધતિ ચાલે છે. એમ કહેવાય છે કે હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે. અંગ્રેજ લોકોને ત્યાં તો રાજા, અમીર અને લોકો એ ત્રણેની સત્તા એકઠી ચાલે છે એ આપણે કહી ગયા. ત્રણેની 'પાર્લમેન્ટ' નામની સંસ્થા દ્વારા ત્યાં રાજ્ય ચાલે છે. 'પાર્લમેન્ટ'માં રાજા પણ ગણાય, અમીરોના પ્રતિનિધિઓ પણ આવી જાય અને લોકોના પ્રતિનિધિઓ પણ આવે. હિંદુસ્તાન ઉપર અંગ્રેજ સરકારનું રાજ્ય એટલે આ પાર્લમેન્ટનું રાજ્ય.

હિંદુસ્તાનનું ખાતું સંભાળવા પાર્લામેન્ટ એક પ્રધાન નીમે છે. હિંદુસ્તાનના મોટા અમલદારો, જેવા કે વાઇસરાય અને ગવરનર, તેમની નીમણુક ઇંગ્લંડનું પ્રધાનમંડળ કરે છે; અને બીજા અમલદારો માટે 'હિંદુસ્તાનની સનંદી નોકરી' નામનું એક ખાતું છે, તેની પરીક્ષામાં જે પાસ થાય તેને નોકરી મળે. આ નોકરીમાં હિંદીઓનું પ્રમાણ બહુ જુજ છે, એટલે હિંદુસ્તાનનો રાજ્ય-વહીવટ ઇંગ્લંડથી નીમાયલા પગારદાર અમલદારો અથવા નોકરોના હાથમાં છે. આ અમલદારો હિંદુસ્તાના અમીર નથી, ઘણા તો હિંદુસ્તાનના વતની પણ નથી કે હિંદુસ્તાનના લોકના પસંદ

કરેલા પ્રતિનિધિ પણ નથી. જે 'પાર્લમેન્ટ' એમને નીમે છે તે સંસ્થામાં પણ હિંદુસ્તાનના લોકનો કાંઇ હક કે અવાજ નથી.

હિંદુસ્તાનમાં અત્યારે જે રાજ્યપદ્ધતિ ચાલે છે તેને માટે આપણા લોકમાન્ય તિલક મહારાજે 'નોકરશાહી' એવું તેના ખરા અર્થને બતાવનારૂં સુંદર નામ શોધી કહાડયું છે. આ અમલદારોમાંથી કેટલાક બહુ ખાનદાન અને ભલા પણ હોય છે. તેઓ ન્યાય પ્રમાણે રાજ્ય ચલાવવાની શુદ્ધ દાનતવાળા પણ હોય છે. પણ હિંદુસ્તાનના લોકોનું હિત સાચવવા કરતાં ઇંગલંડના લોકોનું હિત સાચવવાની ચિંતા મોટે ભાગે ઘણામાં હોય છે. વળી હિંદુસ્તાનના લોકના રીતરીવાજ, લોકના સ્વભાવ અને લોકની ભાષાથી અજાણ હોઈ તેઓ હિંદુસ્તાનનું હિત સમજી પણ શકતા નથી. અને રાજ્યવહીવટ માટે પાર્લમેન્ટ તરફથી જે ધારાધોરણો ઘડવામાં આવેલાં છે તેની રચના જ એવી છે કે ગોરાઓનો દોર અને વિલાયતી વેપારીઓના લાભને કાંઇ આંચ ન આવે. એટલે કેટલાક અમલદારો સારા હોવા છતાં નોકરશાહીની પદ્ધતિ તો હિંદુસ્તાનને એકંદરે બહુ નુકસાનકારક જ છે.

'નોકરશાહી'ની પદ્ધતિ બીજા એક કારણને લીધે પણ હદ આવી છે. આપખુદ રાજાનું રાજ્ય બહુ જ નાનું હોય તો જ તે બધે પહોંચી વળી શકે. મોટું રાજ્ય હોય એટલે પોતાની આપખુદી સત્તા પણ પોતે નીમેલા નોકરો મારફત જ તે ભોગવી શકે. આપખુદ રાજા હમેશાં એવા નોકરો પસંદ કરે કે જેઓ રાજાનો હુકમ કશી આનાકાની કે દલીલ કર્યા વગર માથે ચડાવે, પણ લોકો ઉપર તો રાજા જેટલો જ આપખુદ અધિકાર ચલાવે. આવા નોકરોનું મંડળ પોતામાં જો એકતા પેદા કરી શકે તો તેની જ નોકરશાહી બની જાય છે. પછી તે રાજાને પણ તે ભારે થઇ પડે છે. નોકર હોવા છતાં રાજાના બધા અધિકારો તેઓ ભોગવી શકે છે, તેથી તેમના રાજ્યને નોકરશાહી એવું નામ આપ્યું છે. રાજાને પ્રજાની નારાજી વ્હોરવી ન પડે અને આ નોકરોને

રાજ્ય કરવાનો લાભ મળે એવી આ વ્યવસ્થા છે. રશીયામાં ઝારના વખતમાં આવી જ નોકરશાહી રાજ્ય કરતી. આખરે પ્રજા કંટાળી ગઇ અને સૈકા સુધી લડી લડી પ્રજાએ રાજા અને નોકરશાહી બન્નેનો નાશ કર્યો. હમણાં રશીયામાં લોકશાહી વર્તે છે.

---

# મહાસભા

૧

આ નોકરશાહીની વિરુદ્ધ આપણા ડાહ્યા અને સમજણા આગેવાનો શરૂઆતથી જ થતા આવેલા છે. પ્રથમ તો આગેવાનોએ એમ ધાર્યું કે અહીં જે અંગ્રેજ અમલદારો આવે છે તે સાફ દાનતના છે અને તેમની રાજ્યપદ્ધતિ પણ હિંદુસ્તાનનું ભલું થાય એવા જ પાયા ઉપર રચાયેલી છે, પરંતુ એ લોકો હિંદુસ્તાનની ભાષા વગેરે જાણે નહિ એટલે આપણી અગવડો અને આપણાં દુઃખો બરાબર સમજી શકતા નથી; માટે જો આપણે શું જોઈએ છે, આપણને શી હરકત છે વગેરેની એ લોકોને ખબર પાડી હોય તો જરૂર તેઓ આપણાં દુઃખ દૂર કરે. આ ઉદ્દેશથી તે આગેવાનોએ એક સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો. હિંદુસ્તાનના દરેક પ્રાન્તના આગેવાનોની દર વર્ષે એક સભા ભરી તે મારફત દેશમાં જે કાંઈ અગવડ હોય અથવા તો રાજ્યની પદ્ધતિમાં ફેરફાર કરવા જેવું હોય તે જાહેર કરવું એવો એ સંસ્થાનો ઉદ્દેશ હતો. આ સંસ્થાનું નામ 'ઇન્ડીયન નૅશનલ કૉન્ગ્રેસ.'

જુદા જુદા પ્રાન્તોના પ્રતિનિધિઓ એકઠા મળેલા હોય એટલે અમુક એક પ્રાન્તિક ભાષામાં તો કામ ચાલી શકે નહિ, અને દેશની સામાન્ય ભાષા હિંદુસ્તાની જ છે એમ તે વખતે આગેવાનોને સૂઝેલું

નહિ. વળી પોતાનાં દુઃખ સંભળાવવાનાં રહ્યાં અંગ્રેજોને. એટલે કૉન્ગ્રેસનું કામ અંગ્રેજીમાં ચાલતું અને તેનું નામ પણ અંગ્રેજી જ પડેલું. હવે કૉન્ગ્રેસમાં ચર્ચા અને ભાષણો મુખ્યત્વે હિંદુસ્તાની ભાષામાં થાય છે અને તેનું નામ પણ 'હિંદી રાષ્ટ્રીય મહાસભા' એવું પ્રચલિત થઈ ગયું છે. હમણાં હમણાં આ મહાસભા લોકોમાં એટલી બધી પ્રિય થઈ પડી છે અને લોકો તેના કામકાજમાં એટલો બધો રસ લે છે કે જે શહેરમાં મહાસભાની બેઠક ભરાવાની હોય ત્યાં પ્રાન્ત પ્રાન્તથી આવનારા પ્રતિનિધિઓ માટે તથા મહાસભામાં પ્રેક્ષક તરીકે આવનારાઓ માટે રહેવા વગેરેની ગોઠવણ ચાર ચાર માસ અગાઉથી કરવી પડે છે. પ્રતિનિધિઓની રહેવાની જગાએ આખું મોટું શહેર જ જાણે વસી રહે છે અને નાગપુર તથા અમદાવાદમાં મળેલી છેલ્લી મહાસભાઓના પ્રતિનિધિઓના ઉતારાને તો 'કૉન્ગ્રેસનગર' અને 'ખાદીનગર' એવાં નામ પણ આપવામાં આવેલાં. મહાસભાની બેઠક માટે પણ મોટા મોટા મંડપો બાંધવા પડે છે. મહાસભાના કામકાજમાં કાંઈ ભાગ લેનારા ન હોય, પણ માત્ર મહાસભાનાં દર્શન કરવાને જ આતુર હોય એવા યાત્રાળુઓની મેદની જામે છે.

પણ દરેક વસ્તુની શરૂઆત તો નાનેથી જ થાય છે. મહાસભાની પહેલી બેઠક સને ૧૮૮૫ માં મુંબઈમાં મળી ત્યારે તો આખા દેશમાંથી ૭૨ પ્રતિનિધિઓ આવ્યા હતા. આપણાં દુઃખ હિંદુસ્તાનની સરકારને જાહેર કરવા સારૂ મહાસભાની વાર્ષિક બેઠકમાં તે મતલબના ઠરાવો પસાર કરવામાં આવતા. પછી આપણા આગેવાનોને એમ સૂઝયું કે અહીં જે અંગ્રેજ અમલદારો આવે છે તે નવાસવા હોય ત્યાં સુધી ઇંગ્લંડના સ્વતંત્ર અને ઉદાર વાતાવરણમાંથી આવેલા હોઈ સારા હોય છે, પણ અહીંની તેમની વહીવટી મુશ્કેલીઓથી કાયર થઈને તથા અહીંના વાતાવરણથી અસર પામીને બગડી જાય છે. બાકી ઇંગ્લંડની પ્રજા તો ન્યાયી છે, અને ઇંગ્લંડના રાજ્યવહીવટમાં પ્રજાનો ભાગ વધારે હોઈ તે ધારે તો હિંદુસ્તાનની વ્હાર કરી શકે.

તેથી ઇંગ્લંડની પ્રજાને આપણાં દુઃખોથી અને આપણી સ્થિતિથી વાકેફ કરી હોય તો સહેજે આપણું કામ સિદ્ધ થાય. તે સારૂ હિંદની હકીકત પ્રગટ કરનારૂં એક પત્ર ઇંગ્લંડમાં કહાડવા માંડ્યું. આપણા દેશમાંથી સુરેન્દ્રનાથ બાનરજી ને ફિરોજશાહ મહેતા જેવા સમર્થ વક્તાઓ ઇંગ્લંડ જઈ અહીંની સ્થિતિ વિષે બ્રિટિશ પ્રજા આગળ જાહેર ભાષણો આપવા લાગ્યા, અને આપણા મહાન દેશભક્ત પ્રાતઃસ્મરણીય દાદાભાઈ નવરોજજી તો ત્યાં જઇને જ વસ્યા. તેઓએ જીંદગીનો મોટો ભ ગ ઇંગ્લંડ આગળ આપણાં દુઃખ પ્રગટ કરવામાં ઇંગ્લંડમાં જ ગાળ્યો. 'પાર્લમેન્ટ' મારફત આપણી સ્થિતિ સુધારવાના હેતુથી મહા મહા મુશીબતો વેઠીને તેઓ 'પાર્લમેન્ટ'માં પણ દાખલ થયા, અને ત્યાં તનતોડ મહેનત કરી છેવટે સને ૧૯૦૬માં તેઓ હિંદુસ્તાન પાછા ફર્યા, અને તે વર્ષની કલકત્તાની મહાસભામાં જાહેર કર્યું કે સ્વરાજ્ય વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર નથી. છતાં એ સ્વરાજ્ય તો બ્રિટિશ પ્રજા પાસેથી જ માગવાનું રહ્યું હતું.

દેશના ગરમ પક્ષના કેટલાક માણસો તો અંગ્રેજ અમલદારોની સ્વાર્થી રાજ્યનીતિથી તથા હક માગી માગીને કાયર થઇ અધીરા થઇ ગયા. તેમના પક્ષના બહાદુર અને લોકમાન્ય આગેવાન તિલક મહ રાજને સરકારે રાજદ્રોહના આરોપ પર જેલમાં પૂર્યા. પરિણામે તે પક્ષના જુવાનીઆઓ ઉપર તેમનો જે મર્યાદાનો અંકુશ હતો તે જતો રહ્યો અને તેઓ મારફાડ ઉપર ચડ્યા. શરીરબળ ઉપર જેનો મદાર છે એવી આ સરકારને તો એ જ જોઇતું હતું. મારફાડને દાબી દેવાનાં તેની પાસે અખૂટ સાધન છે, એટલે આ મુઠીભર સાધનહીન જુવાનીયાઓને દબાવી દેતાં તેને કેટલી વાર લાગે? એક તરફથી આ લોકોને સજ્જડ દબાવી દીધા અને બીજી તરફથી અલ્પસંતોષી, પણ તે અલ્પસંતોષમાં જ ડહાપણ સમજનારા નરમ પક્ષના આગેવાનોનાં મ્હોં રાજ્યવહીવટમાં કટકુંબચકું સુધારા કરી બંધ કર્યાં. આ સુધારા સને ૧૯૦૯ માં થયા. તે વખતે હિંદુસ્તાન ખાતાના પ્રધાન લૉર્ડ

મોર્લી હતા અને વાઇસરાય લૉર્ડ મિન્ટો હતા, તેથી તે સુધારા 'મોર્લી-મિન્ટો સુધારા' ને નામે ઓળખાય છે.

સને ૧૯૧૫માં દેશમાં નવું ચેતન આવ્યું. મીસિસ બેસન્ટે 'હોમ રૂલ' ની ચળવળ ઉપાડી અને લોકમાન્ય તિલક મહારાજ, જે તે અરસામાં જ જેલમાંથી છુટી આવ્યા હતા, તેમણે તે ચળવળ સાથે પોતાનું નામ જોડાવા દઈ ચળવળને પ્રતિષ્ઠા અર્પી. હવે રાજ્યદ્વારી ચળવળ વ્યવસ્થિત રીતે ચાલવા માંડી. ગામોગામ હોમરૂલ લીગની શાખાઓ સ્થપાઈ અને લોકોને પોતાનાં દુઃખ રડવાનું ઠેકાણું જડયું. લોકોમાં અસંતોષ ફેલાવવા પૂરતી તે ચળવળ ફતેહમંદ થઈ કહેવાય, પણ તે ચળવળમાં બોલવા અને લખવા સિવાય બીજો કાંઇ ભારે રચનાત્મક કાર્યક્રમ ન હતો.

આ જ અરસામાં હિંદુસ્તાનના જાહેર જીવનની ક્ષિતિજ ઉપર ગાંધીજીનો સીતારો ઉગવા માંડયો હતો. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતમાં વિજય મેળવી તેમણે કીર્તિ રળી હતી, અને શઠ અથવા દુશ્મન સાથે પણ સત્યનું જ આચરણ કરી રાજ્યદ્વારી બાબત કરતાં ધર્મને તેઓ વિશેષ મહત્ત્વ આપનારા છે એમ દુનીયાને બતાવ્યું હતું અને મહાત્માપદ મેળવ્યું હતું. હિંદુસ્તાનના લોકોએ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનું માત્ર શ્રવણ જ કર્યું હતું, તેના ચમત્કારનું ચમ્પારણ્ય અને ખેડા જીલ્લાની લડતમાં ગાંધીજીએ તેમને પ્રત્યક્ષ દર્શન કરાવ્યું.

ખેડા જીલ્લાની લડત પૂરી થઇ રહી એટલામાં યુરોપના મહાયુદ્ધમાં મદદ માટે વાઇસરાય લૉર્ડ ચેમ્સફર્ડે દેશના નેતાઓ પાસે માગણી કરી. તે પહેલાં હિંદુસ્તાનમાંથી લાખો માણસો યુદ્ધમાં લડવા તો ગયા જ હતા અને હિંદુસ્તાન તરફથી કરોડો રૂપીયા યુદ્ધમાં મદદ તરીકે અપાયા હતા. પણ હિંદુસ્તાનના રાષ્ટ્રીય પક્ષના અને કેળવાયેલા માણસોએ પણ યુદ્ધમાં લડવા જઈ પોતે બ્રિટિશ સામ્રાજ્યમાં બરાબરીના હક માગે છે તે જ પ્રમાણે બરાબરીના

ભાગ આપવા પણ તૈયાર છે, એમ બતાવી આપવું જોઇએ, એમ મહાત્મા ગાંધીજીએ સમજાવ્યું અને એક ટુકડી ઉભી કરવા માંડી. તે કામ ચાલી રહ્યું હતું તેવામાં લડાઈ બંધ પડી. પણ આ લડાઇમાં હિંદે જે સુંદર ભાગ લીધો ત્યાર પછી ઇંગ્લંડનું વલણ હિંદ તરફ બહુ બદલાઈ જશે એવી લોકોમાં ભારે આશા પ્રગટી. પણ અંગ્રેજ સરકાર તો વિજયના મદમાં છકી ગઈ હતી. હિંદુસ્તાનમાં પોતાની વિરુદ્ધ જરા પણ રાજ્યદ્વારી ચળવળ ચાલે તે સહન કરવા તે તૈયાર ન હતી; એટલે તેણે રૉલૅટ ઍક્ટ નામનો કાયદો પસાર કર્યો, જેથી શકદાર રાજ્યદ્વારી માણસને, તેના ઉપર કોર્ટમાં રીતસર કેસ વગેરે ચલાવવાની માથાકુટ કર્યા વિના, જેલમાં બેસાડી શકાય.

મહાત્મા ગાંધીજીએ આ કાયદા સામે સત્યાગ્રહ આદર્યો. તેમને પકડયા. સત્યાગ્રહનું સ્વરૂપ નહિ સમજનારા લોકોએ તોફાન કર્યાં, અને તે દબાવી દેવા સરકારે કાળો કેર વર્તાવ્યો. પંજાબમાં તો તેણે હદ કરી. અમૃતસરમાં જલીયાંવાલા બાગમાં હિંદીઓની એક મોટી સભા ભરાયેલી હતી તેને ચારે બાજુથી ઘેરી લઈ ત્યાં કતલ ચલાવી; અમૃતસર શહેરની શેરીઓમાં લોકોને પેટે ચલાવ્યા; બ્રિટિશ વાવટાને જબરદસ્તીથી સલામ કરવા સુકુમાર યુવાનોને પંજાબના ઉન્હાળાના કડક તાપમાં દિવસો સુધી સોળ સોળ માઇલ ચલાવ્યા; લશ્કરી સિપાહીઓએ લોકોનાં ઘરમાં પેસી પેસીને પંજાબની પરદેનશીન બ્હેનોની બેઇજ્જતી કરી. અને આવો જુલમ વર્તાવનારા અમલદારોને સરકારે રાજ્યના ખેરખ્વાહ ગણ્યા, તેમની સેવાની કદર કરી અને હજી પણ જે લોકો ઉપર તેમણે સીતમ ગુજાર્યો હતો, જે લોકોની સ્ત્રીઓની તેમના અમલ નીચે લાજ લૂંટાઇ હતી તે જ લોકો પાસેથી ઉઘરાવેલા કરમાંથી તેમને 'પેન્શન' મળે છે.

આ સમય આખો જ ભારે બનાવોનો ગણાય. ઉપર કહી ગયા કે રૉલૅટ કાયદો પસાર થયો તે પહેલાં થોડા વખત ઉપર જ યુરોપમાં ચાલતું મહાયુદ્ધ પુરૂં થયું હતું. તે યુદ્ધમાં તુર્કસ્તાનનો સુલતાન જે

મુસલમીન કોમનો ખલિફા અથવા ધર્મગુરુ ગણાય છે તે ઇંગ્લંડની સામે જર્મનીના પક્ષમાં લડયો હતો. લડાઈ દરમ્યાન હિંદુસ્તાનના મુસલમાનો સ્વધર્મી તુર્કીની સામે ઇંગ્લંડનો પક્ષ લઈ લડતાં સંકોચાતા હતા. પણ ઇંગ્લંડના વડા પ્રધાને વચન આપ્યું કે તુર્કસ્તાનની એક તસુ પણ જમીન અમે લઈ લેવા ઇચ્છતા નથી, એટલે તેઓ જંગમાં પોતાના ધર્મબંધુઓ સામે પણ ઝૂઝયા, પણ જીત થયા પછી ઇંગ્લંડે પોતાનું વચન પાળ્યું નહિ અને ખલિફાનો મુલક, એટલે કે ખિલાફત, તેમણે અંદર અંદર વ્હેંચી લીધો. આ ખિલાફતમાં મુસલમાન લોકોનાં પવિત્ર સ્થાનો આવેલાં છે અને તેને વિષે તેઓની એવી ધાર્મિક માન્યતા છે કે તે મુલક તો કોઇ પણ મુસલમાન સત્તાને જ તાબે રહે. અન્યધર્મી તેના ઉપર તરાપ મારે તો આખી દુનીયાના મુસલમાનોની તે બચાવવાની ફરજ ગણાય. આમ પંજાબની અને ખિલાફતની બાબતમાં હિંદીઓને ભારે અન્યાય થયો.

આ જ અરસામાં હિંદુસ્તાનના રાજ્યવહીવટમાં વધુ સુધારા કરવાનું કામ ચાલી રહ્યું હતું. તે માટે હિંદુસ્તાન ખાતાના પ્રધાન મિ. મૉન્ટેગ્યુ હિંદુસ્તાનની સ્થિતિ નજરે જોવા આવી ગયા હતા, અને તેમણે અહીંના વાયસરાય લૉર્ડ ચેમ્સફર્ડ સાથે મળી સુધારાનો એક ખરડો તૈયાર કર્યો હતો. આ સુધારા સને ૧૯૧૯ની આખરમાં થયા અને તે 'મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા'ને નામે ઓળખાય છે. આ સુધારાથી ધારાસભામાં હિંદી સભાસદોની બહુમતી થઇ, પણ મુદ્દાના વિષયો—જેવા કે લશ્કરીખાતું, નાણાં ઉપર અંકુશ વગેરે ધારાસભાને સોંપાયા નહિ. તે તો નોકરશાહીના હાથમાં જ રહેલા છે. સુધારાથી હિંદુસ્તાનના ગરમ પક્ષના આગેવાનો નારાજ હતા અને વધુ માગણી કરતા હતા. પણ અંગ્રેજ સરકારના આટઆટલા અત્યાચાર પછી પણ ગાંધીજીને અંગ્રેજ લોકની ન્યાયબુદ્ધિ ઉપર વિશ્વાસ હતો, તેથી સુધારા જેવા હતા તેવા સ્વીકારી લઇ તેમને ફતેહમંદ બનાવવા સરકાર સાથે પૂર્ણ સહકાર કરવા ગાંધીજીએ પોતાની ટોપી ઉતારી

ઉતારીને અમૃતસરની મહાસભાને વીનવી. પણ છેવટે જ્યારે જોયું કે પંજાબના અત્યાચારો ઉપર તો સફેદો ચોપડવામાં આવ્યો અને વડો પ્રધાન ખિલાફતની બાબતમાં પોતાનું વચન નહિ જ પાળે, ત્યારે તેમનો લોકોનાં દુઃખ જોઇને દ્રવી રહેલો આત્મા કકળી ઉઠયો અને આ ભારે અન્યાયો દૂર કરવા સારૂ હિંદી પ્રજાને લડતમાં દોરવાની સરદારી તેમણે લીધી.

લડી લડીને આપણે આ અન્યાયો દૂર તો કરાવી શકીયે, પણ જ્યાં સુધી આ રાજ્યપદ્ધતિ હસ્તીમાં રહે ત્યાં સુધી ફરી આવા અન્યાય થવાનો સંભવ ખરો. આપણું 'સ્વ-રાજ્ય' ન થાય ત્યાં સુધી આવા અન્યાયો ન થવાની ખાતરી આપણને મળે નહિ: માટે અત્યારની લડતમાં પંજાબ અને ખિલાફત સાથે સ્વરાજ્યનો ઉદ્દેશ પણ આપણે દાખલ કર્યો છે. એટલે આપણે 'પંજાબ, ખિલાફત અને સ્વરાજ્ય' એ ત્રિવિધ ઉદ્દેશોને સારૂ લડીયે છીયે. આ લડાઇમાં આપણે મારામારી કરવા નથી ઇચ્છતા, પણ ગાંધીજીએ 'શાન્તિમય અસહકાર'નું નવું હથીયાર દુનીયાને બતાવ્યું છે તેનો ઉપયોગ કરીયે છીયે.

અત્યારે આપણી લડત પૂર જોસમાં ચાલી રહી છે, તેને દાબી દેવા સારૂ લાલા લજપતરાય, પંડિત મોતીલાલ નેહરૂ, શ્રી. ચિત્તરંજન દાસ, મૌલાના અબુલ કલામ આઝાદ, શ્રી. રાજગોપાલાચારી વગેરે આપણા મહાન નેતાઓને અમદાવાદની મહાસભામાં ભાગ ન લઈ શકે તે માટે પકડી લીધા હતા. છતાં લોકો કાંઈ નરમ પડયા નહિ. હમણાં તો મહાત્મા ગાંધીજી પણ જેલમાં બિરાજે છે. છતાં આપણે લડત વધુ ને વધુ જોસથી ચાલુ જ રાખવાની છે.

---

## મહાસભા

### ૨

ગયા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે મહાસભાની સ્થાપના સને ૧૮૮૫માં થઈ. પહેલી મહાસભા પુણા શહેરમાં મળવાની હતી, પણ ત્યાં કોલેરા ફાટી નીકળવાથી મુંબઈમાં ગોકુળદાસ તેજપાળ સંસ્કૃત કૉલેજના મકાનમાં મળી. તેમાં બધા મળીને જુદા જુદા પ્રાન્તના ૭૨ પ્રતિનિધિઓ તથા જે સરકારી નોકર હોવાથી કોઈ રાજકીય મંડળમાં પ્રતિનિધિ તરીકે ભાગ ન લઈ શકે એવા ૩૦ જણ મિત્રો તરીકે આવ્યા હતા. મિત્રોમાં પાછળથી મુંબઈની હાઈકોર્ટના જજની પદીએ પહોંચેલા અને વિદ્વત્તા તથા વિચારશીલતાને માટે ખ્યાતિ પામેલા, અને ભારતસેવક ગોખલેજીના ગુરુ મહાદેવ ગોવિંદ રાનડે ( પુણા ), જબરદસ્ત સંસારસુધારક દિવાન બહાદુર રઘુનાથ રાવ ( મદ્રાસ ), પ્રસિદ્ધ વિદ્વાન અને લેખક લાલા બૈજનાથ ( આગ્રા ) તથા સંસ્કૃત ભાષાના ધુરંધર પંડિત રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર ( પુણા ), એઓ મુખ્ય હતા. પ્રતિનિધિઓમાં, મહાસભા સ્થાપવાની પ્રેરણા કરનાર અને તેથી કૉન્ગ્રેસના પિતા તરીકે જાણીતા થયેલા મિ. એ. ઓ. હ્યુમ, કલકત્તાના વ્યોમેશચંદ્ર બાનરજી, પુણાના વામન શિવરામ આપ્ટે તથા આગરકર, મુંબઈના દાદાભાઈ નવરોજજી, કાશીનાથ ત્ર્યંબક તેલંગ,

ફિરોજશાહ મ્હેતા, દિનશા એદલજી વાચ્છા, મદ્રાસના સુબ્રમણ્ય આયર મુખ્ય હતા. પહેલી મહાસભાના પ્રમુખ વ્યોમેશચંદ્ર બાનરજી ચુંટાયા હતા.

શરૂઆતની મહાસભાઓમાં જે ઠરાવો પસાર થયેલા તેમાંના ઘણા સંબંધી હજી કાંઈ દાદ મળી નથી. હિંદુસ્તાન માટે કલેક્ટરો, કમિશનરો વગેરે અમલદારોની પરીક્ષા, જેને 'હિંદી સનંદી નોકરી'ની પરીક્ષા કહે છે, તે ઇંગ્લંડ તથા હિંદુસ્તાન બન્ને સ્થળે લેવાની માગણી, હિંદુસ્તાનનું વધારાપડતું અને બિનજરૂરી લશ્કરી ખર્ચ કમી કરવાની માગણી, હિંદુસ્તાનના રક્ષણને માટે સ્વયંસેવકસૈન્ય ઉભું કરવાની માગણી, હથીયારનો કાયદો કહાડી નાંખવાની માગણી, કારોબારી અને ન્યાય ખાતાં જુદાં પાડવાની માગણી, ઔદ્યોગિક શિક્ષણ માટે યોગ્ય પ્રબંધ કરવાની માગણી, વધતા જતા જમીનહેમસુલના સંબંધમાં સુધારો કરવાની માગણી, બ્રિટિશ વસાહતોમાં હિંદીઓની સ્થિતિ સુધારવાની માગણી, વગેરે અનેક પ્રકારની માગણીઓ શરૂઆતથી મહાસભા કરતી આવી છે. છેવટે જ્યારે તેણે જોયું કે આમ માગ્યે કાંઈ વળશે નહિ ત્યારે માગવાનું છોડી દઈ સ્વરાજ્ય સ્થાપવા પોતે મથી રહી છે.

ઉપર જેમનાં પુણ્યનામ આપણે લીધાં તેઓને બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ પાર્લામેન્ટ ઉપર અવિચળ શ્રદ્ધા હતી, તેથી તેમણે માગણી કર્યાં કીધી. તે માગણીઓ પ્રમાણે આપણને મળ્યું નહિ તેથી કાંઈ તેમની સેવાની કિંમત ઓછી નથી આંકી શકાતી. હિંદુસ્તાનમાં સ્વરાજ્યનો પાયો ખરી રીતે તેમણે જ નાંખેલો છે. એક તરફથી અંગ્રેજ સરકાર લોકોને એમ સમજાવી રહી હતી કે અમે તમારા દેશમાં આવીને અંદર અંદરના ઝગડા, ચોર લૂંટારા અને ઠગારાના ત્રાસ તથા પરદેશીઓના હુમલાથી દેશને બચાવી લઇ દેશમાં શાન્તિ સ્થાપી, નિષ્પક્ષ ન્યાય મળી શકે એવી વ્યવસ્થા કરી, તમારાં બાળકોને કેળવણી મળે એવી ગોઠવણ કરી, સહુ પોતપોતાના ધર્મ

વગરઅડચણે પાળી શકે એવી ઉદાર રાજ્યનીતિ ચલાવી, રાજાઓ, નવાબો અને તેમના ઇજારાદારો ખેડુતોને લૂંટતા તેમાંથી તેમને બચાવી નક્કી જમાબંધી કરી ખેડુતના માબાપ બન્યા. ત્યારે બીજી તરફથી મહાસભાના આ આગેવાનોએ દેશને ચોકખું દીવા જેવું બતાવી આપ્યું કે હિંદુસ્તાનમાંથી નાણાં તો નદીના પ્રવાહની માફક ઇંગ્લંડમાં ઘસડાઈ જાય છે, આ પરદેશી રાજ્યવ્યવસ્થાનું ખર્ચ હદથી જ્યાદે છે, લશ્કરી ખર્ચ તો પાર વિનાનું વધતું જ જાય છે, હિંદના ઉદ્યોગો આ રાજ્યમાં પાયમાલ થતા જાય છે, જમીનમહેસુલ દહાડે દહાડે વધતું જ જાય છે અને ખેડુતો દેવામાં ડૂબતા જાય છે, તથા કોઈ પણ સુધરેલા દેશમાં નહિ હોય એવી અધમ, કંગાલ અને ભુખમરાની દશાને તેઓ પામ્યા છે. સરકારી આંકડા ભલે પુરવાર કરે કે હિંદુસ્તાનની આબાદી વધી છે, પણ હિંદુસ્તાનના લોક ઉપર લોહી-માંસ રહ્યું નથી એ નરી આંખે દેખાય છે. આ બધું દેખાડી આપીને સ્વરાજ્યની આવશ્યકતા તેમણે જેટલી સિદ્ધ કરી છે તેટલું જ સ્વરાજ્યની અંદર શું શું જોઇએ એ પણ બતાવી આપ્યું છે.

કૉન્ગ્રેસનું કામ થોડાં વર્ષો ચાલ્યું એટલામાં તેમાં બે પક્ષ ઉભા થયા. એક પક્ષને બ્રિટિશ પ્રજા ઉપર જરાયે વિશ્વાસ ન હતો. તેઓ એમ જ માનનારા હતા કે બ્રિટિશ પ્રજા કેવળ વાણીયા પ્રજા છે, અહીં વેપાર કરવા આવી છે અને પોતાના સ્વાર્થને સારૂ હિંદુસ્તાનમાં રાજ્ય કરી રહી છે; તેમની સાથેનો સંબંધ છોડયા વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર નથી. બીજો પક્ષ હિંદુસ્તાનના ઇંગ્લંડ સાથેના સંબંધમાં ઇશ્વરનો હાથ જોનારો હતો. ઇંગ્લંડે આપણને આપણા ઘોર અજ્ઞાનમાંથી જગાડયા, આપણને સ્વતંત્રતા અને ઉદારતાના પાઠ શીખવ્યા અને તેના છત્ર નીચે જ આપણે કાયદેસર લડત લડીને પ્રતિનિધિરાજ્ય સ્થાપી શકીશું. ઇંગ્લંડ સાથેનો સંબંધ તો હવે હિંદુસ્તાને છોડવાની જરૂર છે જ નહિ, એટલું જ નહિ પણ તત્કાળ પ્રતિનિધિરાજ્યને સારૂ પણ આપણે લાયક નથી. તેના હાથ નીચે

તાલીમ લઇ ધીમે ધીમે આપણે બ્રિટિશ સામ્રાજ્ય નીચે સ્વરાજ્ય ભોગવતા થઇશું, એમ આ બીજો પક્ષ માનતો હતો. આ પક્ષો ઉભા તો પાછળથી થયા, પણ મહાસભાના ઇતિહાસમાં આકસ્મિક ચમત્કાર તો એ છે કે આ બન્ને પક્ષમાં આગળ ઉપર બહુ ભારે ભાગ ભજવનાર અને હિંદની મહાન સેવા બજાવનાર બન્ને વ્યક્તિઓ-લોકમાન્ય તિલક મહારાજ અને ભારતસેવક ગોખલેજી મુંબઇમાં મળેલી સને ૧૮૮૯ની પાંચમી મહાસભામાં પહેલી જ વાર બોલ્યા હતા, અને ધારાસભામાં બધા સભ્યો સરકાર પસંદ કરતી હતી તેને બદલે લોકો તરફથી એવા સભ્યો ચુંટાવા જોઇએ એવા મુદ્દાના ઠરાવમાં સ્હેજ સુધારો રજુ કરવા બન્ને ઉભા થયા હતા. તિલક મહારાજે સુધારો મુકયો અને ગોખલેજીએ તેને ટેકો આપ્યો.

આ બન્ને પક્ષોએ ઘણા વખત સુધી મહાસભાને પોતાના હાથમાં લઈ પોતાના મત પ્રમાણે દોરવા પ્રયત્ન કર્યો. પણ શરૂઆતમાં મહાસભામાં નરમ પક્ષનું જોર વધારે હતું. સુરેન્દ્રનાથ બાનરજી, ફિરોજશાહ મહેતા વગેરે તેમાં કર્તાહર્તા હતા અને તેઓ મહાસભાને પોતાના હાથમાં ટકાવી રહ્યા હતા. પણ સરકારે બંગાળના ભાગલા પાડી નાંખ્યા ત્યારથી ગરમ પક્ષ મોટો બનવા માંડયો હતો, તેનું જોર વધ્યું હતું અને મહાસભાને પણ પોતાના મત પ્રમાણે ચલાવવા તેઓ પ્રયત્ન કરી રહ્યા હતા. ૧૯૦૬ની કલકત્તાની મહાસભા માટે જ ગરમ પક્ષના આગેવાનને મહાસભાના પ્રમુખ નીમવાની દરખાસ્ત આવી હતી, પણ નરમ દળે બન્ને પક્ષને માન્ય એવા હિંદના દાદા દાદાભાઈનું નામ આગળ ધરી તેમનાં મ્હોં બંધ કરી દીધાં. દાદાભાઇએ પણ લોકલાગણી બરાબર પારખી અને મહાસભાને એ રીતે દોરી. તેમણે મહાસભાને સ્વરાજ્યના મંત્રની દીક્ષા આપી. ગરમ પક્ષે પ્રજા આગળ જોસથી ચાર વસ્તુઓ મુકી—સ્વરાજ્ય, બહિષ્કાર, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણ. એ ચારે બાબતમાં મહાસભામાં ઠરાવ થયા અને

મહાસભાનું કામ સુલેહશાંતિમાં પૂરૂં થયું. સને ૧૯૦૭ની મહાસભામાં ગરમ પક્ષના કોઇ આગેવાન પ્રમુખ ચુંટાય એવી તે પક્ષની ઇચ્છા ખરી, પણ નરમ દળે તે ઇચ્છા ફળીભૂત નહિ થવા દીધી. એ વર્ષની સુરતની મહાસભામાં તૂટ પડી. અત્યાર સુધી મહાસભાનું ચોક્કસ બંધારણ રચાયું ન હતું, પણ આ તકરાર પછી તેની ખાસ જરૂર જણાઈ. સુરતમાં તો મહાસભા તૂટયા પછી વિનીત પક્ષના અગેવાનોએ એક સભા બોલાવી, બંધારણ નક્કી કરવા એક સમિતિ નીમી અને તે બંધારણની રૂઇએ મહાસભાનું કામ આગળ ચાલે એવો ઠરાવ કરીને તેઓ છુટા પડયા. અલ્લાહાબાદમાં આ સમિતિની બેઠક થઈ અને તેમણે મહાસભાનું બંધારણ નક્કી કર્યું. તેમાંની બે કલમો બહુ જ અગત્યની હોઇ નીચે આપી છેઃ—

કલમ ૧—હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય એ છે કે બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં અંગોના જેવી રાજ્યપદ્ધતિ હિંદના લોકને મળે અને તે અંગોની સાથે સરખાપણાના હકથી સામ્રાજ્યના હકો તથા જવાબદારીઓમાં હિંદના લોકનો ભાગ હોય. આ ઉદ્દેશ કાયદેસર સાધનોથી, ચાલુ રાજ્યવહિવટમાં ધીમે ધીમે સુધારા કરાવીને તથા રાષ્ટ્રીય એકતા વધારીને, જાહેર જુસ્સો કેળવીને અને દેશની બૌદ્ધિક, નૈતિક, આર્થિક તથા ઔદ્યોગિક શકિતઓને ખીલવીને તથા વ્યવસ્થિત કરીને સાધી શકાય.

કલમ ૨–હિંદી રાષ્ટ્રીય મહાસભાનો દરેક પ્રતિનિધિ આ બંધારણની કલમ ૧માં જણાવેલું મહાસભાનું ધ્યેય સ્વીકારવા બાબતની તથા મહાસભાના બંધારણ અને નિયમો પ્રમાણે વર્તવા બાબતની પોતાની લેખી ઇચ્છા જાહેર કરે. (એટલે કે મહાસભાના ધ્યેય ઉપર સહી કરે)

આ પ્રમાણે મહાસભાનું ધ્યેય નક્કી થયું એટલે સામ્રાજ્ય સાથેનો સંબંધ છોડવાની જરૂર જોનારો પક્ષ તેમાં આવી ન શકે એવી સ્થિતિ થઈ. ત્યાર પછી થોડા જ વખતમાં ગરમ પક્ષના આગેવાન તિલક મહારાજને રાજદ્રોહના ગુન્હા માટે સરકારે ૭ વરસની સજા

કરી એટલે તે પક્ષ ઠંડો પડ્યો અને મહાસભા નરમ પક્ષના હાથમાં રહી. ૧૯૧૪માં તિલક મહારાજ છુટીને આવ્યા ત્યાર પછી બે પક્ષને સાંધવાની હિલચાલ પાછી શરૂ થઇ; પણ સને ૧૯૧૪ અને ૧૯૧૫માં કાંઇ બન્યું નહિ. સને ૧૯૧૫માં નરમ પક્ષના ખાસ આગેવાન સર ફિરોજશાહ મહેતા અને ગોખલેજી સ્વર્ગસ્થ થયા. એટલે તે પક્ષ પણ ઢીલો પડ્યો. આ બે ધુરંધર આગેવાનોના જવાથી દેશને ભારે ખોટ પડી તથા આઘાત પહોંચ્યો, અને તે રાષ્ટ્રીય આપત્તિમાં હવે સંપીને જ કામ થાય તો ઠીક એમ બન્ને પક્ષને લાગ્યું. સને ૧૯૧૬ માં અમદાવાદમાં પ્રાંતિક પરિષદ્ ભરાઇ તેમાં બન્ને પક્ષ એક થયા. અમદાવાદે તિલક મહારાજને ભારે માન આપીને પોતે માન લીધું.

સરકાર અત્યારસુધી પોતાની સ્વાર્થી નીતિ ઉપર ઢાંકપિછોડો કરી શકતી હતી; પણ તે આસ્તે આસ્તે ખુલ્લી થવા માંડી અને અત્યાર સુધી તિલક મહારાજ એકલા મહારાષ્ટ્રમાં કામ કરી રહ્યા હતા તેને બદલે તેમની પ્રતિભાનો લાભ આખા દેશને મળવા માંડ્યો. જોતજોતામાં મહાસભા રાષ્ટ્રીય પક્ષના હાથમાં આવી પડી. હવે રાષ્ટ્રીય પક્ષ આગળ મુખ્ય કામ તો મુસલમાન લોકો સાથે સમાધાન કરી રાષ્ટ્રીય સભાને સંપૂર્ણ રાષ્ટ્રીય બનાવવાનું હતું. એ કામ સહેલું ન હતું.

મહાસભા સ્થપાઇ ત્યારથી જ મુસલમાન લોકો મહાસભામાં ભળવામાં આનાકાની કરતા હતા. કેળવણીમાં હિંદુ લોકો આગળ છે, તેમનામાં ભળી જઇશું તો સરકારની છતરાજી વ્હોરવી પડશે અને પ્રમાણમાં આપણને કશું નહિ મળે; એના કરતાં સરકાર સાથે ભળીને આપણી કેળવણીમાં વધારો કરીએ તો પોતાની કોમની તરક્કી થશે એ તેમની માન્યતા હતી. તેમણે પોતાની કોમના હિતસંબંધનો વિચાર કરવા માટે 'મુસ્લીમ લીગ' સ્થાપન કરી. હિંદુ લોકોની સંખ્યા વધારે છે, મુસલમાનોની ઓછી છે; મહાસભામાં ભળીએ તો, પોતે રાજ્યકર્તા હતા, પરદેશમાં ઇસ્લામી રાજ્યો છે એ કારણસર પોતાની

લોકસંખ્યા ઓછી હોવા છતાં દેશમાં હિંદુ લોકોના જેટલી જ લાગવગ પોતે ધરાવી શકે એવું તેઓ ઇચ્છતા હતા. આનો લાભ લેવા સરકાર પણ મુસલમાનો તરફ વખતો વખત મહેરની નજર નાંખતી હતી. બંગાળના એક ગવર્નર એમજ કહેતા કે મુસલમાન કોમ મારી માનીતી રાણી છે. મુસલમાનોમાં જેમ જેમ કેળવણી વધી તેમ તેમ તેઓ સરકારની ભેદનીતિ સમજતા થઇ ગયા. એના કરતાં પણ ભારે કારણ એ થયું કે વિલાયતમાં જ્યારે ઇટલી અને તુર્કી વચ્ચે યુદ્ધ થયું ત્યારે પોતાનો ઇટલી તરફનો પક્ષપાત ઇંગ્લંડે ચોક્કસ જાહેર કર્યો. મુસલમાનોની આંખ ઉઘડી. અંગ્રેજો ઇસ્લામના ખેરખ્વાહ નથી એ વિષે તેમની ખાતરી થઇ. હિંદુ મુસલમાન આ દેશના કાયમના જ રહેનાર છે, બન્નેના હિતસંબંધ એક છે અને બન્નેએ મળી અહીંની નોકરશાહી સામે લડવું જોઇએ તો જ દહાડો વળે, એ રીતે તેઓ વિચાર કરવા લાગ્યા.

એજ અરસામાં સરકારે સુધારા આપવા કહાડયા અને સુધારાની ખેરાત પાછળ હિંદુ મુસલમાન લડશે એની આશા રાખી. પણ નાંખેલા દાણા માટે કુકડાંમરઘાંની પેઠે આપણે ન લડીએ એમ લો. મા. તિલકે જાહેર કર્યું. લખનૌમાં મહાસભા અને મુસ્લીમ લીગ ભેગી થઇ. સુધારા મળે તો તેમાં હિંદુ મુસલમાનનું પ્રમાણ કેટલું હોય એ આપસમાં નક્કી કર્યું. અને સંપથી દેશકાર્ય શરૂ કર્યું. સુધારાની યોજના જ્યારે ચર્ચાવા લાગી ત્યારે હિંદુ મુસલમાને મળીને પોતાની યોજના ઘડી કહાડી અને તે મહાસભા તેમજ મુસ્લીમ લીગમાં પસાર કરી. આ રીતે અંદર અંદરનો વિખવાદ મટાડી બન્ને કોમોએ સ્વરાજ્યનો રસ્તો સાફ કર્યો.

સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે એ મંત્રની ઘોષણા તિલક મહારાજે દેશમાં દુંદુભીનાદે કરી. એ જન્મસિદ્ધ હકનું ભાન લોકોને કરાવવા વિદુષી એની બેસન્ટ અને લોકમાન્ય તિલકે દેશમાં સ્વરાજ સંઘો ( હોમરૂલ લીગ ) સ્થાપ્યા. તેવામાં મહાયુદ્ધ પૂરૂં થયું, રૉલેટ કાયદો, પંજાબના અત્યાચારો અને ખિલાફતનો અન્યાય તથા

રાજદ્વારી ક્ષેત્ર ઉપર પોતાના સત્યાગ્રહ અને અસહકારનાં શસ્ત્રો સાથે ગાંધીજીનું આવવું, એ બધું આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ. દેશમાં અત્યારે જે જાગૃતિ આવી છે તે જોતાં દેશ મહાસભાનું જુનું સંકુચિત ધ્યેય સ્વીકારીને બેસી રહે એમ ન હતું. નાગપુરમાં નવેસરથી જ મહાસભાનું બંધારણ થયું અને હિંદુસ્તાનની સ્વરાજ્ય સરકારનો પાયો મંડાયો.

અત્યાર સુધી મહાસભાએ અંગ્રેજ સરકારે પાડેલા દેશના વિભાગ પ્રમાણે જ કામ લેવાનું રાખ્યું હતું; તેને બદલે નાગપુરના બંધારણ પ્રમાણે દેશના ભાષાવાર વિભાગ પાડવામાં આવ્યા, અને દરેક પ્રાન્તને પોતપોતાનું કામ કરી લેવાની સ્વતંત્રતા આપવામાં આવી. હિંદુસ્તાન એવડો મ્હોટો દેશ છે કે તેમાં એક મુખ્ય મથકેથી સત્તા ચલાવવી અગવડ રૂપ જ થઇ પડે. દરેક પ્રાન્ત પોતપોતાનો વહિવટ સંભાળી લે અને આખા દેશનું સામાન્ય કામ બહુ જ ઓછું રહે તથા તે કરવા પ્રાન્તના પ્રતિનિધિઓની એક મહાસમિતિ ચૂંટાય. એટલે દરેક પ્રાન્તની પ્રાન્તિક સમિતિઓ ઘણીખરી બાબતમાં સ્વતંત્ર રહે અને મહાસમિતિ તે બધી પ્રાન્તિક સમિતિઓને જોડનારી સાંકળ બને. આ મહાસમિતિમાં પણ ઘણા માણસો ન હોય અને અત્યારે તો દેશ લગભગ યુદ્ધની દશામાં છે એટલે તાકીદનાં કામો કરવા વખતોવખત મળી ન શકાય; માટે પંદર માણસની એક કારોબારી સમિતિ નીમેલી છે. આ પ્રમાણે ગોઠવણ કરી છે, પણ આપણે આદર્શ તો રાખ્યો છે અસલની ગ્રામ પંચાયતની સ્થિતિએ પહોંચવાને. એટલા માટે દરેક જીલ્લાની જીલ્લા સમિતિ, તાલુકાની તાલુકા સમિતિ અને ગામની ગ્રામ સમિતિ એમ ગોઠવણ રાખી છે.

સ્વરાજ્યના કામ માટે જે નાણાં જોઇએ તે માટે તિલક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવામાં આવે છે. આ ફાળાની આ વર્ષે એવી વ્યવસ્થા રાખી છે કે દરેક ગામમાં ઉઘરાવેલો સ્વરાજ્ય ફાળો ઘણોખરો તે ગામમાંજ

રહે અને ગામના ઉપયોગ માટે વપરાય; તેમાંથી માત્ર પાંચ ટકા તાલુકા સમિતિને મળે, દશ ટકા જીલ્લા સમિતિના નિભાવ અર્થે જાય, દશ ટકા પ્રાન્તિક સમિતિને મળે અને પાંચ ટકા મહાસમિતિને મોકલવામાં આવે. આમાંથી તે સમિતિઓ પાતપોતાનું ખર્ચ ચલાવી લે તથા જે ગામમાં પૂરતો ફાળો ન હોય તેમને મદદ આપે. તિલક સ્વરાજ્ય ફાળાને ઉપયોગ અત્યારે મુખ્યત્વે કરીને સ્વદેશીના પ્રચારમાં અને રાષ્ટ્રીય શાળાઓ ચલાવવામાં થાય છે.

પહેલાં મહાસભાના પ્રતિનિધિઓ કોઈ પણ મહાસભાએ માન્ય કરેલી સભા ચૂંટી શકતી; પણ તેની સંખ્યાની કાંઇ મર્યાદા ન હતી. હવે તો દરેક પ્રાન્તની પ્રાન્તિક સમિતિને જ તે સત્તા આપી છે અને પ્રાન્તિક સમિતિ પોતાના જીલ્લા તથા તાલુકામાંથી તેમની સમિતિઓ દ્વારા પ્રતિનિધિઓની ચૂંટણી કરે છે. વળી દરેક પચાસ હજારની વસ્તીએ એક પ્રતિનિધિ મહાસભામાં આવે એમ નક્કી કર્યું છે. એટલે પ્રાન્તની વસ્તીના પ્રમાણમાં તે પ્રાન્તની મહાસભાના પ્રતિનિધિઓ દર વર્ષે ચૂંટાય છે. જે શખ્સ ચાર આના આપે અને મહાસભાનું ધ્યેય સ્વીકારે તે મહાસભાનો સભાસદ થઈ શકે છે અને તેને જુદી જુદી સમિતિઓના તથા મહાસભાના પ્રતિનિધિઓ ચૂંટવાની સત્તા છે. આમ સ્વરાજ્યનું ભવિષ્યનું મતદાર મંડળ તૈયાર થઇ રહ્યું છે.

આપણે જોઈ ગયા કે સુરતની મહાસભા પછી મહાસભાનું ધ્યેય ચોક્કસ મુકરર થયું, પણ તે સંકુચિત હતું એમ કહેવું જ જોઇશે. જે દેશે ચાર પાંચ હજાર વર્ષ સુધી સ્વતંત્ર રીતે સ્વરાજ્ય ભોગવેલું છે તે દેશની મહાસભા પોતાનું ધ્યેય બસ બાંધી જ દે કે બ્રિટિશ સામ્રાજ્યની અંદર જ સ્વરાજ્ય અમે લેવા ઇચ્છીએ તે એક પ્રકારની સંકુચિતતા જ ગણાય. નાગપુરની મહાસભાએ એવું ધ્યેય રાખ્યું છે કે, 'હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય એવું છે કે સર્વ યોગ્ય અને શાંતિમય સાધનોથી હિંદુસ્તાનમાં લોકનું સ્વરાજ્ય સ્થાપવું.

આપણને ફાવે તો આપણે બ્રિટિશ સામ્રાજ્યની અંદર સ્થાપીએ અને ન ફાવે તો સ્વતંત્ર સ્થાપીએ. આ ધ્યેય વિશાળ એટલા માટે છે કે રાષ્ટ્રીય અને ધીમા—બન્ને પક્ષ સાથે ત્રીજો સ્વતંત્રતાવાદી પક્ષ પણ મહાસભાની અંદર રહીને કામ કરી શકે.

---

# અસહકાર

ભક્તકવિ તુલસીદાસજીએ કહ્યું છે કે દુષ્ટ માણસથી હમેશાં દૂર રહેવું. લોકોમાં પણ કહેવત છે કે નઠારાને નવ ગજથી નમસ્કાર. અંગ્રેજ સરકારે હિંદુસ્તાનમાં દુષ્ટતા દાખવી તો આપણે તેને નવ ગજથી નમસ્કાર કરી આઘા ઉભા રહેવું. તેની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખવો. સરકાર અથવા રાજ્ય પ્રજા વિના તો ટકી ન જ શકે. પ્રજા હોય ત્યારે રાજા થાય. આપણે રાજાની પ્રજા જ રહેવાની ના પાડીએ ત્યાં રાજા રાજ્ય કોની ઉપર કરે? વળી રાજ્યને પોતાનો વહિવટ ચલાવવા પ્રજામાંથી માણસોની જરૂર તો પડે જ છે; અને તેથી રાજ્ય તેમને નોકરીઓ આપે છે. પણ પ્રજાના માણસો રાજ્યની નોકરી ન કરે તો પછી રાજ્યનો વહિવટ ન જ ચાલે અને વહિવટ ન ચાલે એટલે રાજ્ય શી રીતે પોતાની દુષ્ટતા ચલાવી શકે? આવી રીતે કોઇની પણ સાથેનો સંબંધ છોડી દેવો, તે જે કરતો હોય તેમાં આપણે સીધી રીતે કે આડકતરી રીતે ભાગ ન લેવો તેનું નામ **અસહકાર.**

આ અસહકાર કરવામાં ગાંધીજી એક વસ્તુ ઉપર ખાસ ભાર મૂકે છે. તે આપણે સહુએ સમજવા જેવી છે. આપણે સરકારનો અસહકાર કરીએ છીએ તેથી કાંઈ આપણે તેનો દ્વેષ નથી કરતા.

તે સરકારનો અમલ ચલાવનારા અમલદારોનો પણ દ્વેષ નથી કરતા. આપણે દ્વેષ તો કરીએ છીએ તેમનાં ખૂરાં કામોનો અને જે પદ્ધતિ તે બધાં ખૂરાં કામો કરાવે છે તેનો. એ સરકાર સુધરે, પોતાની ખૂરાઇ છોડી દે તો આપણે ફરી તેને મદદ કરીએ, તેનો સહકાર કરીએ. ઘણા માણસો આ અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય જાણ્યા વિના જ એવા આક્ષેપ કરે છે કે આ પ્રવૃત્તિના મૂળમાં ઝેર રહેલું છે, દ્વેષ રહેલો છે. કામ કરનાર અને કામ એ બેમાં રહેલો ભેદ સમજાય તો આ આક્ષેપ કેટલો ખોટો છે તે સમજાય.

હમણાં તો અસહકાર બહુ સૌમ્ય રૂપે ચાલી રહ્યો છે. અત્યારે નીચેની બાબતો જ માત્ર લીધેલી છે.

૧ સરકારી ધારાસભાનો ત્યાગ
૨ સરકારી નોકરીનો ત્યાગ
૩ સરકારી નિશાળોનો ત્યાગ
૪ સરકારી અદાલતનો ત્યાગ
૫ સરકારી ખિતાબોનો ત્યાગ

હિંદુસ્તાનમાં રાજ્ય પોતે ચલાવે છે, પરંતુ રાજ્યવહીવટમાં અંગ્રેજ સરકાર હિંદીઓને બરાબર ભેળવે છે એવું બતાવવા સરકારે જુદા જુદા પ્રાન્તોની ધારાસભાઓ સ્થાપેલી છે, અને આખા હિંદુસ્તાન ખાતાની એક વડી ધારાસભા સ્થાપી છે. આ ધારાસભાઓમાં હિંદીઓને હક નહિ જેવા છે. હિંદી સભ્યો તે ધારાસભાઓમાં જઇને લગભગ કાંઇ જ નથી કરી શક્યા તેની સાખ અત્યાર સુધીનો ધારાસભાઓનો ઇતિહાસ પૂરે છે; છતાં તેમાં વધુ સત્તા આવશે એવી માન્યતાથી આપણા ચુનંદા આગેવાનોએ પણ પોતાની જીંદગીનો અમૂલ્ય વખત આ ધારાસભાના કામકાજમાં ખર્ચી નાંખ્યો છે. પણ આપણે વર્ણવી ગયા તેવા સરકારના અત્યાચારો પછી અને આટલા વર્ષોના કડવા અનુભવ પછી તે ધારાસભામાં જવું તે તો સરકારના પાપમાં ભાગીદાર બનવા જેવું જ છે. વળી જ્યાં સુધી હિંદીઓ

ધારાસભામાં જાય ત્યાં સુધી અંગ્રેજ લોકો દુનીયાને કહી શકે કે હિંદીઓની રાજીખુશીથી અમે અમુક અમુક કાર્યો કર્યાં છે. તેઓ પોતાના મનને પણ મનાવી શકે કે બધી જવાબદારી આપણી પોતાની નથી. આ બધું અટકાવવા તેની ધારાસભાઓનો ત્યાગ કરવાની જરૂર છે. જે સરકાર આખી પ્રજાનું અપમાન કરે છે તેના તરફથી મળતાં માન કે ખિતાબ એ ચોખ્ખાં અપમાન જ છે.

સરકારી નોકરીનો ત્યાગ શું કામ કરવો તે ઉપર આવી ગયું છે. નિશાળોના તથા અદાલતોના ત્યાગનું રહસ્ય 'રાષ્ટ્રીય શિક્ષણ' તથા 'કોર્ટ અને લવાદ'ના પ્રકરણમાં આવશે.

ઉગ્ર અસહકારમાં તો સરકારની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોય. સરકારને આપણે બિલકુલ કર ન ભરીએ અને કેવળ નીતિના કાયદા છોડી સરકારના બીજા બધા કાયદાનો ભંગ કરીએ. પણ આવી રીતે કાયદાનો ભંગ કરતાં દરેક માણસે એ ધ્યાનમા રાખવાનું છે કે એ ભંગને પરિણામે કોઈ પણ જગાએ તોફાન ન થાય. તેથી કાયદાના આવા ભંગને સવિનય ભંગ કહ્યો છે. આપણે કાયદાનો ભંગ કરીએ તેને પરિણામે લોકો ન કરવા ઉશ્કેરાય અને તે લોકોને આપણે કાબુમાં ન રાખી શકીએ તો એ ભંગ અવિનયી કહેવાય. તેની સાથે આમાં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે સરકારી વસ્તુઓનો આપણે ત્યાગ કરીએ, છતાં સરકારી અમલદારોનો દ્વેષ ન કરીએ. તેમનાં સરકારી કામ સિવાય બીજાં બધાં કામમાં તેમને મદદ કરીએ, તેઓ માંદા પડે તો તેમની સેવાચાકરી કરીએ અને એવી રીતે પ્રેમથી તેમને જીતી લેવાનો પ્રયત્ન કરીએ.

સામા માણુસને બળજોરીથી જીતી લેવાના દાખલા ઇતિહાસમાં તમે અત્યાર સુધીમાં ઘણા જોઈ ગયા છો; પણ સામાની હિંસા કર્યા વિના સહન કરીને પ્રેમથી વશ કરવાના દાખલા બહુ જુજ છે; અને તેય વળી એક માણસે એક માણસ સાથે તે ઉપાય વાપર્યાના દાખલા બન્યા છે, પણ આખી પ્રજાએ સહન કરીને વ્યવસ્થિત

સરકારને જીતવાનો અખતરો દુનીયામાં આ પહેલવહેલો હિંદુસ્તાને જ આદર્યો છે અને તેથી તે વિષે વિશેષ સ્પષ્ટીકરણની જરૂર છે.

ડાહ્યા જ્ઞાની માણસો હમેશાં આપણાને કહેતા આવ્યા છે કે કોઈ પણ માણસ દુષ્ટ થાય તેનો આપણે શરીરબળથી વિરોધ કરીએ તેમ તેને દુષ્ટતા બતાવવાનું વધારે ને વધારે શૂર ચ્હડે છે. વેરથી વેર વધે જ છે, પણ ક્ષમાથી વેરનો નાશ થઈ જાય છે. દુષ્ટ માણસને તાબે ન થઈએ, પણ તે જે દુઃખ દે તે તેના ઉપર દયા ખાઈ સહન કરી લઈએ તો પોતાના જુલમ માટે તે શરમાય છ, તેને પસ્તાવો થાય છે અને તે માણસ સુધરે છે. આ સિદ્ધાન્તને અનુસરીને ગાંધીજીએ અસહકારની સાથે '**શાન્તિમય**' શબ્દ જોડયો છે. માણસે અંદર અંદર લડીને જેટલો એકબીજાનો સંહાર કર્યો છે એટલો દુનીયામાં બીજા કોઇ પ્રાણીએ પોતાની જાતનાંનો કર્યો નહિ હોય. જેમ સુધારો વધ્યો અને વિજ્ઞાન વધ્યું તથા સાધનો વધ્યાં તેમ સંહારનું પ્રમાણ પણ જાણે વધ્યું હોય એવું દેખાય છે. જ્યારે માણસો ઓછા સુધરેલા ગણાતા હતા, એટલે કે જ્યારે તેમની પાસે સાધનો ઓછાં હતાં, ત્યારે એક માણસ એક જ માણસને એકી વખતે મારી શકતો. અત્યારે તો એક માણસ 'મશીનગન' અથવા 'ઝેરી વાયુ'થી સેંકડોનો સંહાર કરી શકે છે. આ સુધરેલા કહેવાતા પણ જંગલી વિનાશક સંહારનું સ્વરૂપ દુનીયાને છેલ્લા યુરોપના મહાભારત યુદ્ધમાં પ્રત્યક્ષ થયું છે અને દુનીયા અત્યારે તેનાં કડવાં ફળ પણ ચાખી રહી છે. હજી કંઇ આકાશ સ્વચ્છ થયું નથી. દુનીયા ઉપર યુદ્ધનાં વાદળ ઝઝુમી રહ્યાં છે. આવે વખતે લડવાની અહિંસામય રીત જરૂર દુનીયાને આશીર્વાદ સમાન થઈ પડવાની. આ રીતનો ગુણ જ એ છે કે તે ધીમે ધીમે લડાઈ નામને જ નાબુદ કરી નાંખે. આમ 'શાન્તિમય અસહકાર' ગાંધીજીએ દુનીયા સામે અત્યારના યુગધર્મ તરીકે મુકી રાખ્યો છે. આપણા તેમજ બીજા ધર્મોમાં 'अहिंसा परमो धर्मः' એમ હમેશાં મનાતું આવ્યું છે.

અને કુટુંબના તથા મિત્રમંડળના વ્યવહારમાં તેનું પાલન દુનીયામાં બધે થતું આવ્યું છે. પરંતુ શત્રુ સામે પણ અહિંસા, અને કેવળ વ્યકિતગત નહિ પણ સામુદાયિક સંબંધમાં અહિંસા, એ તત્ત્વ ગાંધીજી દુનીયાને શીખવવા માગે છે. તેમની શ્રદ્ધા એ તત્ત્વમાં અડગ છે અને હિંદુસ્તાન દ્વારા તેનો પાઠ દુનીયાને આપવાની તેમની ઉમેદ છે. આપણે અહિંસામય માર્ગે સ્વરાજ્ય મેળવીએ તો દુનીયાને જરૂર બતાવી શકીએ કે બળીઆના બે ભાગ મનાય છે તે ન્યાય નથી, પણ 'यतो धर्मस्ततो जय:' એજ ન્યાય છે.

પરંતુ બીજા કારણથી પણ હિંદુસ્તાને તો અત્યારે એ રીત વાપર્યે જ છુટકો છે. આપણી દશા અત્યારે એવી છે કે આપણે અહિંસામય લડત સિવાય બીજું કાંઈ કરી જ ન શકીએ. આપણે શસ્ત્રબળનો ઉપયોગ કરવા ધારીએ તોપણ આપણી પાસે સાધન નથી. શસ્ત્રબળમાં દુસ્મનની હરીફાઈ કરી શકીએ એટલી સ્થિતિએ પહોંચતાં આપણને કદાચ એક સૈકું લાગી જાય. ત્યાં સુધી અત્યારની સ્થિતિમાં તો રહેવાય જ નહિ. એક સૈકે તૈયાર થઇએ તે પહેલાં તો ખુવાર જ થઇ જઇએ એવી ખરાબ સ્થિતિ અત્યારે આપણી છે. એટલે જેઓ 'અહિંસા' ને પોતાનો ધર્મ ન માનતા હોય તેમણે પણ અત્યારે તો અહિંસાનો આશ્રય લીધે જ છુટકો છે. એને ધર્મનો માર્ગ જે ન ગણે તેણે ય ડહાપણનો માર્ગ તો ગણવો જ પડે, એવી અત્યારે સ્થિતિ છે. એટલે ધર્મની દ્રષ્ટિએ જુઓ કે વ્યવહારિક ડહાપણની દ્રષ્ટિએ જુઓ, અહિંસામય અથવા શાન્તિમય અસહકાર એ જ હિંદુસ્તાનનો તારણમંત્ર છે.

---

# સ્વદેશી

આ અસહકાર કરનાર માણસ પોતાનો મેલ ન ધોઈ નાંખે, મનમાં દ્વેષ રાખે તો પછી બાહ્ય અથવા દેખીતી હિંસા ન કરવા છતાં તેનો અસહકાર શાન્તિમય અથવા અહિંસામય ન જ કહેવાય. વળી અન્યાયી માણસનો અસહકાર કરનારે પોતે તો ન્યાયી થવું જ જોઇએ. બીજાને લીધે પોતાની સ્થિતિ બગડી હોય તે સુધારવા જતાં પહેલાં પોતે જ પોતાની સ્થિતિ જેટલી બગડી હોય તેટલી પ્રથમ સુધારી જ લેવી જોઇએ. આપણી સ્થિતિ બગાડવામાં આપણે મોટામાં મોટા ગુન્હેગાર તો કાપડ માટે પરદેશ ઉપર આધાર રાખવામ બનેલા છીએ.

મનુષ્યની શારીરિક જરૂરીયાતો મુખ્ય બે છેઃ અન્ન અને વસ્ત્ર. જે માણસ આ બે માટે બીજા ઉપર આધાર રાખે તે માણસને બીજાનું દાસત્વ સ્વીકારી જ લેવું પડે. જે દેશને પોતાની સ્વતંત્રતા સાચવવી હોય તેણે શરીરની ખાસ જરૂરની આ બે વસ્તુઓ માટે બીજા ઉપર આધાર ન રાખવો ઘટે. ઈંગ્લંડ જેવો દેશ, જે ખોરાકને માટે બીજા ઉપર આધાર રાખે છે તેને પોતા પાસે આટઆટલાં સાધન હોવા છતાં છેલ્લી લડાઈ વખતે કેટલી આપદા પડી હતી તે દાખલો ધડો લેવા જોગ છે.

આપણે આપણા અનાજ માટે પરાવલંબી નથી એ આપણું સદ્‌ભાગ્ય છે, પણ વસ્ત્ર માટે પરાવલંબન વ્હોરી લેવામાં આપણી બેવકૂફી સિવાય બીજું કાંઇ કારણ નથી. આપણા દેશમાં કેપાસ જોઇએ તેટલો ઉગે છે; છતાં આપણું રૂ પરદેશ ચડે, પરદેશ જવાનું આગગાડી અને આગબોટનું ભાડું બેસે, આપણા દેશ કરતાં જે દેશમાં મજુરી મોંઘી તે દેશના મજુરો આપણું રૂ પીંજે, કાંતે અને તેનું કાપડ બનાવે, એ કાપડ પાછું આપણા દેશમાં વેચાવા આવે ત્યારે ફરી આગબોટનાં અને આગગાડીનાં નૂર ચડે; અને તે કાપડ આપણે પહેરીએ. જવા આવવાનું ભાડું નાહક ચડે એ તો દેખીતું જ છે. મોંઘી મજુરીથી કાપડ મોંઘું પડે અને આપણા લોકો મજુરી વિનાના રહે એ તો 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' એના જેવી જ વાત છે. આને બદલે આપણા ખેડુતો જે વર્ષના લગભગ ચારેક માસ કામ વિનાના રહે છે તેમના ફાજલ વખતનો ઉપયોગ પીંજવા અને કાંતવામાં થાય તો આપણને રૂને જ ભાવે સુતર પડે. ખેડુતો પોતાનું કપડું વણી પણ લે, અને પોતે ન વણે તો વણકર પાસે વણાવી લે; છતાં સસ્તું તો ખૂબ જ પડે. અત્યારે સાઠ કરોડ કરતાં વધારે કિંમતનું પરદેશી કાપડ હિંદુસ્તાનમાં આવે છે. તે રકમ આપણે બચાવીએ તો હિંદુસ્તાનના ખેડુતો અને વણકરોનાં ઘરમાં એ પૈસા પેસે અને તેમની ગરીબી એટલે અંશે દૂર થાય. આ કરવું એ આપણા પોતાના હાથની વાત છે. આપણે જ આપણો સ્વાર્થ ભૂલ્યા અને આ દશાને પામ્યા છીએ. અલબત્ત, બીજી કેટલીક બાબતો –રાજકીય પરતંત્રતા વગેરે–આમાં કારણભૂત છે ખરી, પણ એ કારણો ગૌણ છે. મુખ્ય કારણ તો આપણી પોતાની ભૂલ જ છે.

હિંદુસ્તાનમાં સંચા વિના, આંગ્ર જેવા દેશમાં મહા મહેનતે થોડા પ્રમાણમાં ઝીણું કાપડ પેદા થઇ શકે, પણ મોટા પ્રમાણમાં બધાને જોઇતું ઝીણું કાપડ કેમ કરીને પેદા કરાય એવી શંકા સહજ ઉઠે તેવી છે, પણ તે સાચી નથી. પહેલાં આંગ્ર જેવું કાપડ દેશમાં

ઠેરઠેર, મોટા પ્રમાણમાં અને સંચા કરતાં સસ્તું બનતું. સંચાવાળા તેની સાથે પ્રમાણિક હરીફાઇ ન કરી શક્યા તેથી તેમણે આડા રસ્તા લીધા. એ બધાનું આબેહુબ વર્ણન 'હિંદ કેમ પાયમાલ થયું?' એ લેખમાં મળશે.

પણ આ તો હિંદુસ્તાનની વાત થઇ. જેમ અહિંસા અથવા શાન્તિનો સંદેશો માત્ર હિંદુસ્તાન માટે જ નહિ પણ આખી દુનીયા માટે છે, તેમ આ સ્વદેશીનો સંદેશો પણ આખી દુનીયા માટે છે. અત્યારે મોટા જથ્થામાં માલ પેદા કરવાની પદ્ધતિ દુનીયામાં બહુ પ્રચલિત થઇ છે. પોતાને જોઇએ તે કરતાં પણ ઘણો વધારે માલ સંચાની મદદથી પેદા કરનાર દેશને પોતાનો માલ ખપાવવા બીજા દેશના બજારમાં જવું પડે છે. આ બજાર કબજે કરવા તેના જેવા બીજા હરીફ પણ હોય, એટલે જે દેશની રાજકીય સત્તા તે બજારમાં હોય તે દેશ ફાવે. યુરોપના દેશો પોતપોતાના માલનું બજાર જમાવવા બહારના દેશોમાં પોતાની રાજકીય સત્તા પણ જમાવવા–અથવા હોય તો કાયમ રાખવા–ઇન્તેજાર છે, અને તે જ છેલ્લી લડાઇનું તથા હજી ઝઝૂમી રહેલી અનેક લડાઇઓનું મોટું કારણ છે.

આ ઉપરાંત મોટા જથ્થામાં માલ પેદા કરવાની પદ્ધતિથી સમાજમાં કારખાનાંના માલેક અને કારખાનાંના મજુર એવા મોટા બે વર્ગ ઉત્પન્ન થયા છે. મુડી અને બુદ્ધિની સત્તાથી કારખાનદારો અત્યારે ઢગલે ઢગલા ધનના ધણી થઇ પડયા છે. મજુરો કહે છે કે આ સંપત્તિ પેદા કરવામાં પરસેવો તો અમે ઉતારીએ છીએ; સવારથી સાંજ સુધી બધીવાર હવામાં માથું ફરી જાય અને મગજ બહેર મારી જાય એવા સંચાના ખટખટારા વચ્ચે કામ તો અમારે કરવું પડે છે; કારખાનાની નજીકમાં, નાક ફાટી જાય એવી ગંદી જગામાં, ઢોરની જેમ પૂરાઇને રાત્રિ તો અમારે ગાળવી પડે છે; બાળબચ્ચાં અને સ્ત્રીના સહવાસથી મળતા કુટુંબસુખનો ભોગ તો

અમારે આપવો પડે છે; અને છતાં અમને મળે છે તો આ શરીરમાં જીવડો ટકી રહે એટલું ખાવાનું. મજુરોની સ્થિતિ અસહ્ય છે, તેમનો અસંતોષ સાચો છે. તે અસંતોષ દુનીયામાં બધે ફેલાઈ રહ્યો છે. તેનો પૂરાવો ઠેરઠેર અને લગભગ દરેકે દરેક ધંધામાં પડતી મજુરોની હડતાળો છે. જ્યાં આ અસંતોષે અતિશય તીવ્ર સ્વરૂપ ધારણ કર્યું છે અને હડતાળના આડકતરા ઉપાય છોડી, મજુરોએ કાંઇ પણ સીધા ઉપાય લીધા છે ત્યાં 'બોલ્શેવિઝમ'* ફાટી નીકળ્યું છે.

આ બધાં દુઃખોનો ઉપાય સ્વદેશીમાં રહેલો છે. સ્વદેશી એટલે પોતાને ખાસ જરૂરની ચીજો પોતાના ગામમાં અથવા પોતાની નજીકમાં જ બનેલી વાપરવી તે. જેના વિના ચલાવી લેવાય એવું હોય પણ જે મળે તો વધુ સગવડ થાય, એવી ચીજો બીજેથી લાવવામાં હરકત નહિ, પણ આજે જે સગવડની ખાતર વાપરીએ તે આવતી કાલે ખાસ જરૂરનું થઇ પડે છે. માટે આઘેથી મળતી ચીજો, અથવા જે મેળવવા માટે બીજા ઉપર આધાર રાખવો પડે તે ચીજો વાપરવામાં બહુ વિવેક અને સંયમ વાપરવો, એ સ્વદેશી ધર્મ.

દૂરની ચીજો નહિ વાપરવામાં એક બીજી દૃષ્ટિ પણ રહેલી છે. જેને સ્વચ્છતાને માટે બહુ જ પ્રેમ અને આગ્રહ હોય તે બજારની મીઠાઈ અથવા બીજી ખાવાની વસ્તુ નહિ વાપરે. કારણ ખાવાની વસ્તુ બનાવવામાં જેટલી ચોખ્ખાઇ રાખવી જોઇએ તેટલી ચોખ્ખાઈ મીઠાઇ બનાવનાર, સેવગાંઠીઆ બનાવનાર અથવા ભજીયાં બનાવનાર રાખતો હશે કે કેમ તે આપણે જાણી શકતા નથી. અનુભવ એવો છે કે દુકાનદારો મોટે ભાગે સ્વચ્છતા નથી જ રાખતા. દૂર, આપણી નજરની બહાર અથવા જેને વિષે આપણને ઝટ ખબર ન પડી શકે તેવી જગ્યાએ બનેલી વસ્તુઓનું પણ આવું જ છે. હિંદુસ્તાનમાં સ્હા

* દેશની સંપત્તિ પેદા કરનાર મજુરો છે માટે દેશનો રાજ્યકારભાર પણ મજુરોના જ હાથમાં હોવો જોઈએ, એવો મત.

લોકો કેટલાયે વખતથી પીએ છે, પણ ચ્હાના બગીચાઓમાં મજુરો ઉપર કેવા સીતમ ગુજરે છે તે તો હમણાં જ બહાર આવ્યું. જે લોકોએ આસામ વગેરે મુલકમાં જ્યાં ચ્હાના બગીચાઓ છે ત્યાંના મજુરો ઉપર થતા જુલમ વિષે સાંભળ્યું છે અથવા જાણ્યું છે તેઓ તો એમ કહે છે કે તમે ચ્હા પીઓ અને એ મજુરોનું લોહી પીઓ, એ બે બરાબર છે. પરદેશી ખાંડ વિષે એમ મનાય છે કે તેમાં અમુક પ્રકારનાં હાડકાંની ભુકી ભેળવવામાં આવે છે. આપણે જે રબર વાપરીએ છીએ તે આફ્રિકામાં કોંગો નામના દેશમાં બને છે. ત્યાંના કામ કરનારાઓ ઉપર એટલો જુલમ થાય છે કે તે સાંભળી હૃદય કંપી ઉઠે. આપણે પાનમાં જે કાથો ખાઈએ છીએ તે માંડવીની પાસેનાં જંગલોમાં બને છે. તે બનાવનાર લોક વાંદરાંનું માંસ ખાય છે અને જે હાંલ્લાંમાં તેમણે તે માંસ બાફ્યું હોય તે જ હાંલ્લાંને સાફ કર્યા વિના તેમાં કાથો ઉકાળે છે. આ ક્રિયા નજરે જોઈ હોય તો કોઈ દિવસ કાથો મ્હોંમાં ઘાલવાનું મન થાય ખરૂં? આપણે જે વસ્તુઓ વાપરીએ તે વસ્તુ બનાવવામાં જે પાપ, જે અત્યાચાર કે જે અસ્વચ્છતા ચાલતી હોય તેના આપણે જાણ્યે કે અજાણ્યે ભાગીદાર તો બનીએ જ છીએ. એમાંથી બચવું હોય તો નજીકની જ વસ્તુઓ વાપરવાનો ધર્મ આચરવા જેવો છે.

દરેક પ્રજા આ ધર્મ પાળતી થઈ જાય તો લોભી પ્રજાઓ પોતાનો માલ ખપાવી શકે નહિ અને માલ ખપાવવાની લાલચે તેઓ બીજા દેશોમાં જઈ પોતાની રાજસત્તા જમાવવા મથે છે તે પણ રહે નહિ. આવી લોભી પ્રજાઓમાં અંદર અંદર જે લડાઈ ચાલે છે તે લડાઇનું કારણ પણ ઘણે અંશે દૂર થઇ જાય. વળી દરેક માણસ પોતાના ગામમાં અથવા પોતાની નજીકમાં જ બનેલો માલ વાપરે એટલે મોટાં મોટાં કારખાનાંની જરૂર ન રહે અને કારખાનદાર તથા મજુરોનો સવાલ જ ઉડી જાય.

સ્વદેશી ધર્મ પાળનાર પ્રજા પરદેશ સાથે વેપારનો કાંઈ સંબંધ જ ન રાખે એવું નથી. જે વસ્તુ પોતાને ત્યાં બની જ ન શકે એમ હોય, જેના વિના પ્રસંગ આવ્યે ચલાવી લેવાય એમ હોય એવી વસ્તુઓ સગવડની ખાતર આપણે જરૂર પરદેશ જઈને લઈ આવીએ; પણ પરદેશના વેપારીઓ તેમના માલથી આપણાં બજાર ભરી કહાડી આપણો ચાલતો વેપાર તોડી નાંખે અથવા તો જે વસ્તુઓની આપણને હાજત ન હોય એટલું જ નહિ પણ જે વાપરવી શારીરિક અથવા નૈતિક દૃષ્ટિએ નુકસાનકારક હોય તે વાપરવા આપણને લલચાવી તે વાપરવાની અયોગ્ય હાજત પેદા કરે, એવું ન થવા દેવું જોઇએ. જીંદગીનાં સુખ અને સગવડ સાધી શકાય એવો વેપારી સંબંધ પરદેશ સાથે રખાય, પણ જીંદગીનું સત્વ જ ચૂસાઈ જાય એવો સંબંધ ન રખાય.

હિંદુસ્તાન અત્યારે ચોમેરથી લૂટાઈ રહ્યું છે; છતે સાધને તેના લોક ભૂખે મરે છે; તેથી હવે તેની આંખ ઉઘડી છે. આ જાગૃતિની પાછળ હિંદુસ્તાનની પ્રજાનો પુરૂષાર્થ હશે તો હિંદુસ્તાન પોતાનું ભલું તો કરી જ શકશે, પણ દુનીયાને પણ ચાલી રહેલા કજીઆ કંકાસમાંથી છૂટવાના ઉપાય બતાવશે.

---

# બોલ્શેવિઝમ

જો કોઈ રાજા એમ કહે કે નદી ઉપર મારો હક છે માટે હું કોઈને નદીનું પાણી મફત લેવા ન દઉં, દરેકને ગમે તેટલો ઓછો તો પણ કાંઈકે કર આપવો જ પડશે, તો લોકો તકરાર કરે, પણ રાજાની માલીકી વિષે શંકા ન ઉઠાવે. પણ જો તે રાજા એવો જ હુકમ કહાડે કે નદીનું પાણી કોઈથી લેવાય જ નહિ, તો તરત જ તકરાર ઉઠે કે નદીની માલીકી કોની? રાજાની કે લોકોની? જો કોઈ લક્ષાધિપતિ બધી ખાણો અને અગરો ખરીદી લે અને પોતે કહાડેલા મીઠા ઉપર જબરદસ્ત નફો લે અથવા કોઈને મીઠું વાપરવા જ ન દે, તો ત્યાં પણ આખા સમાજને જે વસ્તુની અત્યંત જરૂર છે તેના ઉપર એકાદ ખાનગી વ્યક્તિનો માલીકી હક રહી શકે કે નહિ, એવો સવાલ આવ્યા વગર રહે નહિ. બે ગામડાં વચ્ચે નદી હોય તો ત્યાં હોડીવાળો પૈસા લે એની કોઈ તકરાર ન કરે, પણ જો લોકોને સામે કાંઠે પહોંચાડવાની જ ના પાડે તો લોકો જરૂર કહે કે તારા ઉપર સમાજનો આટલો હક છે જ. આ જ રીતે કાયદાઓ કરીને અથવા મોટાં મોટાં યંત્રોનો ઉપયોગ કરીને કે દશ પાંચ વેપારીઓની કંપની બનાવીને જ્યારે સમાજની સગવડનાં સાધનો થોડા જ લોકો એકહાથ કરે છે અને તે સ્થિતિનો લાભ લઈ સમાજને ચૂસવા માગે છે ત્યારે લોકોના મનમાં

સવાલ ઉભો થાય છે કે શું વસ્તુઓ ઉપરનો માણસનો ખાનગી હક આટલે સુધી જઈ શકે છે? જે વસ્તુનો આખા સમાજને ઉપયોગ છે તે સમાજના જ તાબામાં હોવી જોઇએ, એમ તેમને લાગે છે; અને તેઓ કહે છે કે સમાજ ઇચ્છે તો તેની વ્યવસ્થા અને વહીવટ તે સરકારના હાથમાં સોંપી દે, પણ માલીકી તો સમાજની જ ગણાય. ઘરમાં દરેક જણનાં કપડાં કે જોડા ઉપર પોતપોતાનો જ અધિકાર હોય છે, પણ ઘરનો હીંચકો, ઘરની ગાડી, કે રાંધવાનાં વાસણ કોઈ એક વ્યક્તિના હકનાં નથી હોતાં. તે તો આખા કુટુંબની મિલ્કત હોય છે. એ જ રીતે આગગાડી, કોલસાની ખાણો કે તેલના કૂવા, એવી વસ્તુઓ પણ સામાજિક માલીકીની હોવી જોઇએ. આવી દલીલ ભૂખમરાથી અને મોંઘવારીથી પીડાતા લોકો કરવા લાગ્યા છે.

મોટી મોટી મીલોમાં હજારો મજુરો ચૌદ ચૌદ કલાક કામ કરે છતાં તેમને માંડ પેટપુરતું જ ખાવાનું મળે, અને મીલમાલેક એક કલાકનું પણ કામ ન કરે છતાં એ લાખો રૂપીયાનો નફો લઈ જાય. મીલમાં મુડી એની છે એ વાત સાચી છે; પણ તે આવી ક્યાંથી? આપણા જેવા બીજા મજુરોની મહેનત પચાવીને જ. એટલે પુરો વિચાર કરી જોતાં એમ જ લાગે છે કે દુનીયામાં જેટલું ધન છે તે મહેનતનું ફળ હોવાથી તેના ઉપર મહેનત કરનાર વર્ગનો જ હક હોવો જોઇએ. આમ યુરોપના મજુરો દલીલ કરે છે.

ધનવાન લોકો સાચું જોતાં મજુરવર્ગના આશ્રિત છે. છતાં મજુરની સંપત્તિ પોતે પચાવી પાડે છે એટલું જ નહિ, પણ તે જ સંપત્તિને બળે રાજ્યકારભાર પણ પોતાના હાથમાં જ રાખે છે અને પોતાના સ્વાર્થને અનુકૂળ થાય એવા જ કાયદાઓ ઘડે છે. હવે પછી એ નહિ ચાલે. મજુરોને પણ રાજ્યવસ્થામાં હક હોવો જ જોઇએ એમ તેઓ કહેવા લાગ્યા. તેમને રાજ્યસભામાં બેસવાનો હક

મળ્યો. તેમના પ્રતિનિધિઓ કાયદા ઘડવામાં મન આપવા લાગ્યા. પણ થોડા જ દિવસમાં તેમણે જોયું કે રાજ્યસભાના પ્રતિનિધિ ગમે તે પક્ષના અને ગમે તે વર્ગના હોવા છતાં પણ પૈસાદાર લોકો તેમને ગમે તેમ નચાવી શકે છે. આમ રાજ્યસભામાં મજુરવર્ગને સ્થાન મળવાથી પણ તેમનું દુઃખ દૂર ન થયું ત્યારે મજુર લોકો ફરી વિચાર કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે મજુરવર્ગ (આમાં ખેડુતો, કારીગરો અને કારકુનો પણ આવી જાય છે) એ રાષ્ટ્રનું એક અંગ નથી, પણ તેઓ પોતે જ આખું રાષ્ટ્ર છે. મુડીવાળા લોકો તો મજુરવર્ગના આશ્રિત છે. મજુરવર્ગમાં સહકાર પુરતો હોય તો ખાનગી મુડીવાળાનો વર્ગ રહી જ ન શકે. જેઓ કામ કરે છે તેમની જ બધી સંપત્તિ અને તેમનો જ રાજ્યકારભાર. આ વિચાર ઉપર જ્યારે મજુરો આવ્યા ત્યારે તેમણે રાજ્યકારભાર હાથમાં કઈ રીતે લેવો એનો વિચાર શરૂ કર્યો. યુરોપમાં દરેક દેશમાં મજુરવર્ગે જુદી જુદી રીતે સત્તા હાથમાં લેવાને મથી રહ્યો છે. રશીયામાં ત્યાંના જોહુકમી ઝારે (બાદશાહે) ખેડુતવર્ગ ઉપર અનેક જાતના જુલમ સૈકાઓ સુધી ગુજારી તેને પાયમાલ કર્યો હતો. સર્વસ્વ ખોઈ બેઠેલા આવા ગરીબવર્ગમાં નિરાશાનું ધૈર્ય આવી ગયું. તેમને ઉપરના વિચારો ઠીક લાગ્યા. તેમણે સૈન્યમાં પોતાના વિચારો ફેલાવ્યા અને પોલીસોમાં ફેલાવ્યા; રશીયાનો આખો નોકરવર્ગ અને મજુરવર્ગ તથા ખેડુતો એક વિચારના થઈ ગયા, અને તેમણે એકાએક ઝારશાહી ફગાવી દીધી. આમ થતાં પહેલાં, રશીયાની નોકરશાહીએ હજારો અને લાખો ગરીબોનું બલિદાન લીધું હતું જ. પણ તેથી તે લોકો ઉલટા દમનનીતિથી બાતાબંધ થઈ ગયા. દમનનીતિથી લોકોમાં એકતા આવી અને એકાએક ઝારશાહી તૂટી પડી. મજુરવર્ગે દેશમાં પોતાની સત્તા સ્થાપી, અને ઝારને સૈબીરીયાના જંગલી પ્રદેશમાં હદપાર કર્યો. ત્યાં ઝારે પોતાની પ્રજા સામે પરદેશ સાથે કાવતરૂં શરૂ કર્યું, તેથી મજુર સરકારે આખા રાજકુટુંબને દેહાંતશાસન કર્યું.

આ રીતે રશીયામાં જે મજુરસત્તા સ્થાપન થઈ તેને બોલ્શેવિઝમ કહે છે. રશીયન ભાષામાં બોલ્શેવીકી એટલે બહુમતિ. ડયુમા નામની પાર્લમેન્ટના જેવી લોકસભામાં રશીયાની રાજ્યપદ્ધતિ કેવી હોવી જોઇએ એની ચર્ચા ચાલતી ત્યારે બહુમતિ મજુરશાહીની તરફેણમાં હતી, એટલા ઉપરથી બોલ્શેવિઝમ એ નામ પડયું છે.

બોલ્શેવિક સરકારે, પોતાના સિદ્ધાન્ત પ્રમાણે અથવા મહાયુદ્ધને કારણે, દેશની બધી સંપત્તિ સમાજની છે, કોઇ વ્યક્તિનો તેના ઉપર હક નથી, મજુરની જમાતો પોતાના પ્રતિનિધિ મારફત જે અધિકારીમંડળ નીમે તેના હાથમાં બધી સત્તા અને બધી સંપત્તિ રહે, અને રાષ્ટ્રીય સરકાર દરેક વ્યક્તિ પાસેથી જે જાતની સેવા માગે તે તે વ્યક્તિ આપે, તથા સરકાર કામ કરનાર દરેક માણસને પેટપૂરતું ખાવાનું આપે, એવી વ્યવસ્થા કરી. મોટા મોટા પદાર્થ-સંગ્રહાલયો અને મહેલોના કિંમતી સરસામાન વેચી નાંખવામાં આવ્યા, આલીશાં મકાનો સાર્વજનિક કામમાં વાપરવામાં આવ્યાં અને મોટા મોટા અધ્યાપકો ગરીબ ખેડુતોને ભણાવવા ઝાડ નીચે અથવા ધર્મશાળામાં શાળાઓ કહાડીને બેઠા. આવી બોલ્શેવિક સરકારે યુરોપને હંફાવવામાં મણા રાખી નહિ. પણ બધાં રાષ્ટ્રોએ રશીયાને ન્યાત બ્હાર કર્યું. રશીયામાં ભારે દુકાળ પડયો. બહારથી અનાજ મંગાવવાની જરૂર પડી. અનાજના બદલામાં રાષ્ટ્રો પોતાને અનુકૂળ એવા ફેરફારો બોલ્શેવિક સરકાર પાસેથી કરાવવા લાગ્યા અને આખરે રશીયામાં ફરી ખાનગી મિલ્કત અને મૂડીવાળાનો વર્ગ શરૂ થશે એમ લાગેછે. પણ પ્રજાએ જે ભારે ક્રાન્તિ કરી છે તે તો ટકશે જ.

રશીયન લોકો પોતાના આ બોલ્શેવિક વિચારો બધા દેશોમાં ફેલાવવાનો પ્રયાસ કરી રહ્યા છે, એમ છાપાંઓમાં આવે છે. દરેક સરકાર આ વિચારોથી પોતાની પ્રજા બગડી જાય એવા ખ્યાલથી બીતી રહે છે. આપણા દેશમાં બોલ્શેવિક માન્યતાઓ ન ફેલાય તેની અંગ્રેજ સરકાર ખાસ કાળજી રાખેછે.

જ્યાં અન્યાય ખૂબ ચાલતો હોય, જ્યાં મોટી મોટી કંપનીઓ કલ્પનામાં ન આવે એટલી મૂડી એકહાથ કરી ગરીબ ખેડુતોને ડુબાડે, જ્યાં ઉજળો ધંધો કરનારા લોકો મહેનતમજુરી કરનાર લોકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવે નહિ અને જ્યાં ધર્મોપદેશકો નસીબ અને પૂર્વ કર્મની જ વાતો કરે ત્યાં બોલ્શેવિઝમ ફાટી નીકળવાનો ભય ઘણો રહે છે.

જ્યાં જમીનદારો કિસાનો (ખેડુતો) પાસેથી લઈ શકાય એટલું લેવા માગે છે અને બદલામાં તેમના ભલા માટે કશું કરતા નથી, જ્યાં બ્રાહ્મણ લોકો ધન પાછળ અથવા ધનવાન લોકો પાછળ દોડતા જ રહે છે અને જ્યાં વૈશ્યો નફાખોરી એ જ પોતાનો ધર્મ સમજે છે ત્યાં બોલ્શેવિઝમ ફાટી નીકળવાનો ભય ઘણો રહે છે.

પણ બોલ્શેવિઝમ એ સારી સ્થિતિ નથી. એમાં મજુરોનું પણ કાયમનું હિત નથી. ભુખ્યાં વરૂ જેમ ખાવાનો જ વિચાર રાખે છે, તેવી સ્થિતિ જો સમાજની થઈ જાય તો સમાજ ઝાઝા દિવસ સુધી ટકી શકે નહિ. જ્યાં ધન અને સત્તા મોટા પ્રમાણમાં એકઠાં થાય છે ત્યાં જ બોલ્શેવિઝમને અવકાશ રહે છે. જો દરેક ગામડામાં લોકો પોતાની બધી હાજતો ત્યાં ને ત્યાં જ પુરી પાડે, દરેક માણસ ખેતી સાથે સંબંધ રાખે, પોતાનું સુતર પોતે કાંતે, પોતાની હાજતો ઓછી કરે, ફાજલ ધનનો લોભ ન રાખે અને પોતાની બુદ્ધિ, શક્તિ, અને સંપત્તિનો બીજાના દુઃખનિવારણને અર્થે ઉપયોગ કરવામાં આનંદ માને તો બોલ્શેવિઝમનું કારણ જ ન રહે. જો દરેક માણસ ધર્મનિષ્ઠ અને સ્વતંત્રતાનો જ ઉપાસક થઇ જાય તો સરકારને ઓછામાં ઓછું કામ રહે. સ્વદેશી મારફતે જ આ સ્થિતિ લાવી શકાય એમ છે. જો આપણે સ્વદેશીનો સ્વીકાર ન કરીએ તો આપણા ભાગ્યમાં પણ બોલ્શેવિઝમ જ છે. બોલ્શેવિઝમ એ યુરોપની સાંપત્તિક કુદશાથી ઉદ્‌ભવેલો રોગ છે. તે ભારે ચેપી રોગ છે. જ્યાં મોટી મોટી મિલો અને કંપનીઓ હોય ત્યાં જ તે ફેલાય છે. સ્વદેશીધર્મ એજ તેનું એક માત્ર ઓસડ છે.

---

# રાષ્ટ્રીય કેળવણી

કેળવણીની જરૂર મનુષ્યને જ નહિ પણ પશુ, પંખી અને જડ વસ્તુઓને પણ છે એમ હંમેશાં મનાયલું છે. ચામડું કમાવેલું અથવા કેળવેલું સારૂં, કણક કેળવેલી સારી, ઘોડો, બળદ પલોટાયલો અથવા કેળવાયલો સારો, તેમ માણસ પણ કેળવાયલો સારો એ સહુ કોઇ સ્વીકારે છે. સવાલ એટલો જ કે કઇ રીતે કેળવણી આપવી. આનો નિકાલ કેળવણી આપનાર હમેશાં પોતાની અનુકૂળતા પ્રમાણે કરે છે. ઘોડાને કે બળદને કેળવવામાં આવે છે ત્યારે ઘોડાની કે બળદની દૃષ્ટિથી તેની ઉન્નતિ કેવી રીતે થશે એમ વિચારીને માણસ કેળવણીની યોજના નથી કરતો પણ પોતાને તે વધારે શી રીતે ઉપયોગમાં આવશે એમજ વિચારીને તેને કેળવે છે. એ જ પ્રમાણે જે જે દેશોમાં કેળવણી સરકારના હાથમાં હોય છે ત્યાં કેળવણી પામેલા માણસોને પોતાના રાજ્યતંત્રને વધારેમાં વધારે અનુકૂળ શી રીતે બનાવી શકાશે એ દૃષ્ટિ રાખીને જ સરકાર કેળવણીનો પ્રબંધ કરે છે. જ્યાં સ્વદેશી સરકાર હોય છે ત્યાં આવા પ્રબંધથી નુકસાન થવાનો સંભવ બહુ જ ઓછો હોય છે. કારણ ત્યાં તો પ્રજાનો લાભ એ જ સરકારનો લાભ હોય છે એટલે સરકાર પોતાનો લાભ જોઇને જે કેળવણી આપે તે પ્રજાને પણ ઘણુંખરૂં લાભદાયક હોય જ છે. પરંતુ જ્યાં સરકાર પરદેશી હોય છે અને

સરકારનું હિત પ્રજાના હિતથી વિરૂદ્ધ હોય છે ત્યાં સરકાર પોતાનું હિત અને પોતાની અનુકૂળતા જોઇને જે કેળવણી આપે તે કેળવણી પ્રજાના હિતની ન હોય. પ્રજાની અથવા રાષ્ટ્રની દૃષ્ટિથી લોકોને કેવી કેવી માહિતીની જરૂર છે, લોકોમાં કેવા કેવા ગુણો ખાસ કેળવવાની જરૂર છે, લોકોમાં કેવી માન્યતાઓ ફેલાવવાની જરૂર છે, લોકોની આગળ કયો આદર્શ મુકવાની જરૂર છે, લોકોમાં કેવી વૃત્તિઓ પેદા કરવાની જરૂર છે, એ બધું પરદેશી સરકાર અથવા જે સરકારનું હિત પ્રજાના હિતથી ભિન્ન હોય છે તે સરકાર વિચારતી નથી. તે માત્ર પોતાનું જ હિત વિચારે છે. લોકોની માહિતી, લોકોની વૃત્તિ, લોકોની માન્યતાઓ, લોકોના આદર્શ એ બધું પોતાનું રાજ્યતંત્ર દૃઢ શી રીતે થાય, પોતાના રાજ્યતંત્રમાં લોકોનો ઉપયોગ શી રીતે કરી લઇ શકાય, પોતાનો સ્વાર્થ શી રીતે સચવાય અને પ્રજા નિરંતર પરાવલંબી શી રીતે રહે એ દૃષ્ટિથી જ તે કેળવવા માગે છે. આવે પ્રસંગે દેશમાં રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન ઉભો થાય છે. દેશના હિતચિંતકો દેશને નુકસાનકારક એવી સરકારી કેળવણીના પંજામાંથી લોકોને બચી જવાની સલાહ આપે છે; અને ગમે તેટલી અગવડો વેઠીને–હું ગમે તે ભોગે એમ નથી કહેતો કારણ પોતાના હિતને માટે મહેનત કરવી એ ભોગ ન ગણાય માટે ગમે તેટલી અગવડો વેઠીને–પણ પોતાનાં બાળકોની કેળવણી પોતાના હાથમાં લેવાની સલાહ ડાહ્યા માણસો આપે છે.

જ્યાં સ્વદેશી સરકાર હોય ત્યાં પણ સરકાર જો રાષ્ટ્રની આકાંક્ષાને અને આદર્શને અનુકૂળ ન હોય તો રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન ઉભો થાય. પણ એવું જવલ્લે જ બને છે.

એટલે દરેક દેશમાં તે તે દેશની સંસ્કૃતિની પોષક, તે તે દેશની ચાલુ પરિસ્થિતિને પહોંચી વળે તેવી અને તે તે દેશની રાષ્ટ્રીય આકાંક્ષાને અનુકૂળ એવી જે કેળવણી તે રાષ્ટ્રીય કેળવણી.

હવે આપણા દેશમાં કેવા પ્રકારની કેળવણીને રાષ્ટ્રીય કેળવણી કહેવાય એ આપણે જોવાનું રહ્યું. પરંતુ તે પહેલાં સરકારી કેળવણીનો જરા વિચાર કરી લઇએ.

અંગ્રેજી શિક્ષણ લેવા માંડયાને આપણને લગભગ સો વર્ષ થયાં. જે ઉત્સાહથી આપણે અંગ્રેજી રાજ્યને વધાવી લીધું તેટલા જ ઉત્સાહથી આપણે અંગ્રેજી કેળવણીને વધાવી લીધી. અંગ્રેજી કેળવણીથી આપણો દરેક રીતે ઉદ્ધાર થશે એવી મહાન આશાઓ આપણે બાંધી. અંગ્રેજ સરકાર પાસેથી રાજકીય હકો મેળવતાં ફક્ત અંગ્રેજી કેળવણીના અભાવનો જ વાંધો છે એમ સરકારે આપણને મનાવેલું. અને શરૂઆતમાં અંગ્રેજી કેળવણીથી પ્રાપ્ત થતા ધનલાભ અને અંગ્રેજી વિદ્યાથી મળતી પ્રતિષ્ઠાથી લોકો એટલા બધા અંજાઇ ગયા હતા કે આ વિદ્યાથી દેશનું સાચે જ ભલું થશે કે કેમ એનો ઉંડો વિચાર કરવાનું કોઇને ન સુઝયું.

સો વર્ષ કેડે આપણે જોઇ શકીએ છીએ કે આ સર્વે બાબતોમાં આપણને નિરાશ થવાનું જ રહે છે. સરકારે કેળવણીના શુદ્ધ ઉદ્દેશથી આ દેશમાં કેળવણી આપવા માંડી જ ન હતી. મનુષ્યનું શરીર, બુદ્ધિ અને હૃદય ત્રણેનો યોગ્ય રીતે વિકાસ થાય એ કેળવણીનો ઉદ્દેશ. સરકારી કેળવણીની પદ્ધતિમાં શરીર અને હૃદય બેની અવગણના થાય છે. કેવળ બુદ્ધિના જ વિકાસને માટે અવકાશ છે. અને તે ય કેવી બુદ્ધિ? સ્વતંત્ર, તેજસ્વી બુદ્ધિ નહિ; પણ પરાવલંબી બુદ્ધિ, અનુકરણ કરવાની બુદ્ધિ. સરકારને તો પોતાનું રાજ્ય ચલાવવા માટે કારકુનો જોઇતા હતા. પોતાની ભાષા અંગ્રેજી રહી, એટલે અંગ્રેજી ભણેલા કારકુનો—ડૉ. પ્રફુલ્લચંદ્ર રાય કહે છે તેમ મુનસફો, મામલતદારો, વકીલો, એ બધા પ્રતિષ્ઠિત કારકુનો જ છે. તે—જોઇતા હતા. કેળવણીની શરૂઆત કરવામાં આવી ત્યારે આ વાત સરકારે પોતે જ કહેલી છે કે આપણે અંગ્રેજી નિશાળો સ્થાપીશું તો આપણને જોઇતા કારકુનો મળી રહેશે. જેવો ઉદ્દેશ હોય તે જ પ્રમાણે કાર્ય

થાય. કારકુની કરી શકે એવી બુદ્ધિ નિશાળોમાં વિકસવા લાગી. બ્રાહ્મણનો છોકરો હોય, ક્ષત્રિયનો છોકરો હોય, વેપારીનો છોકરો હોય, ખેડુતનો છોકરો હોય કે કારીગરનો છોકરો હોય, પણ તે અંગ્રેજી ભણે એટલે પોતાનો બાપીકો ધંધો છોડી દઈ નોકરી જ કરવાનું પસંદ કરે. સાચી કેળવણી તો માણસને જીવનના કોઈ પણ ક્ષેત્રને માટે લાયક બનાવે. કોઈ પણ ધંધામાં તે પડે તો પોતાની કેળવણીને પ્રતાપે તે એ ધંધામાં વિશેષ ફતેહ મેળવી શકે. પણ આ કેળવણી પામેલા તો નોકરી સિવાય બીજું કાંઈ કરી જ શકતા નથી. બીજા ધંધામાં ફાવતા જ નથી. સ્વમાન ન સચવાય, સ્વધર્મ ન સચવાય, સ્વદેશી ન સચવાય, સ્વતંત્રતા ન સચવાય તો પણ નોકરી છોડે તો ખાય શું? એવી દીન દશા આ અંગ્રેજી ભણતર ભણેલા અત્યારે અનુભવી રહ્યા છે.

પણ આ તો આ કેળવણીની એક જ બાજુ થઇ. સરકારી નિશાળોમાં ચારિત્રના વિકાસને માટે ખાસ કાંઇ પ્રયત્ન થતો નથી. અમુક વિષયોની માહિતી એ કાંઇ કેળવણી નથી. જ્ઞાનની પાછળ ચારિત્રબળ ન હોય, તેજ ન હોય તો તે જ્ઞાન ભારરૂપ છે. અને કબુલ કરવું જોઇએ કે ચારિત્ર ખીલવવું જ નહિ એમ કાંઇ શિક્ષકોને કહેવામાં નથી આવતું; પરંતુ ચારિત્રના વિકાસ માટે આગ્રહ નથી હોતો, નિશાળમાં તેને અનુકૂળ વાતાવરણ નથી હોતું. સરકારી નોકરીને અંગે જે ચારિત્રહીનતા આવે છે તે શિક્ષકમાં તો હોય જ, પછી એ ચારિત્ર શું ખીલવી શકે? છોકરામાં કાંઇકે નીડરતા, સચ્ચાઇ, સરળતા, સાહસ વગેરે સારા ગુણો હોય તો તે પણ શિક્ષકની પામરતાથી અને શાળાના પ્રતિકૂળ વાતાવરણથી દબાઇ જવાનો સંભવ રહે છે.

સરકારી કેળવણી ધર્મહીન છે. સરકારે તો જાહેર કર્યું કે હિંદુસ્તાનમાં અનેક ધર્મધર્માંતરો છે, તેમાં અમે વચ્ચે ક્યાં પડીએ, એટલે ધર્મની બાબતમાં અમે બીલકુલ હાથ ઘાલવા માગતા નથી.

આનું પરિણામ એ આવ્યું કે વિદ્યાર્થીઓમાં ધર્મ પ્રત્યે ઉદાસીનતા દાખલ થઇ ગઈ. જો ઘર તરફથી અથવા બીજી રીતે કાંઇ ન મળ્યું હોય તો પુરી કેળવણી પામ્યા છતાં હિંદુ વિદ્યાર્થી રામાયણ, મહાભારત, ભગવદ્‌ગીતા કે ભાગવતથી અજ્ઞાન રહે. મુસલમાન વિદ્યાર્થી હઝરત પયગમ્બર સાહેબના ચરિત વિષે કે કુરાન વિષે ન જાણે. અને તે જ પ્રમાણે પારસી, શીખ, ખ્રિસ્તી, વગેરેઓનું બને. ધાર્મિક શિક્ષણના અભાવથી લોકો શ્રદ્ધાહીન અને શંકાખોર થઈ ગયા છે.

સરકારી નિશાળોમાં અને કૉલેજોમાં શિક્ષણનું વાહન અંગ્રેજી રાખવાથી વિદ્યાર્થીઓનો બોજો બહુ ભારે થઇ પડયો છે. પરભાષાદ્વારા મેળવેલું જ્ઞાન જીવનમાં રચીપચી જતું નથી. જેટલું જ્ઞાન સ્વભાષામાં આપણે મુકી અથવા આપી શકીએ તેટલું જ આપણે પોતાનું કરેલું છે એમ મનાય. કેળવણી આપણા જીવનમાં કેટલી ઉતરી છે તે જાણવાનો આ સુંદરમાં સુંદર તાળો છે. પારકી ભાષા મારફત શિક્ષણ અપાતું હોવાથી શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે ભારે તડ પડી ગયાં છે. શિક્ષિતનું બોલ્યું અશિક્ષિત સમજી શકતો નથી. પારકી ભાષા મારફત વિચારો ગ્રહણ કરેલા હોવાથી તે સરળ રીતે બીજા આગળ મુકી શકતો નથી. જુદા આદર્શવાળા, અને લોકના સ્વભાવને અનુકૂળ નહિ એવા વાતાવરણમાં તે કેળવાએલો હોવાથી લોકોની આકાંક્ષાઓ અને લોકોની વિચારસરણી તે સમજી શકતો નથી. એટલે લોકોને તેના ભણતરનો લાભ મળી શકતો નથી.

કેટલાક સૈકાઓ થયાં હિંદુસ્તાને અદ્‌ભુત પ્રતિભાવાળા વિદ્વાનો અને ગુણીજનો નથી પેદા કર્યા, અથવા દેશની વિશાળતા અને લોકસંખ્યાના પ્રમાણમાં બહુ થોડા પેદા કર્યા છે. આ ઉપરથી કેટલાક એમ અનુમાન કહાડે છે કે હવે હિંદુસ્તાનને બુદ્ધિક્ષય લાગુ પડયો છે, હિંદુસ્તાન જર્જરિત થઈ ગયું છે, મરણોન્મુખ થયું છે. જરા વિચાર

ફરીશું તો જણાશે કે આવી બીક રાખવાનું કાંઈ કારણ નથી. જ્યારથી માતૃભાષાને છોડીને પરભાષાનું સેવન કરવાનું પાપ આપણે કરવા માંડયું છે ત્યારથી આપણે આ દશાને પામવા માંડયા છીએ.

મુસલમાન કાળથી આ પાપ આપણે શરૂ કર્યું છે. હિંદુસ્તાનમાં હાલ જે મુસલમાનોની વસ્તી છે તેમાં બહારથી આવીને અહીં વસેલાના કરતાં અહીંના જ લોકો પોતાનો અસલ ધર્મ છોડીને મુસલમાન થઇ ગયેલા એવા વધારે છે. હિંદી અથવા વ્રજ ભાષામાં કેટલાક ફારસી શબ્દોનો ઉમેરો થઇને હિંદુસ્તાની અથવા ઉર્દૂ એ એમની માતૃભાષા બની. બહારથી આવીને અહીં વસેલા મુસલમાનોએ પણ હિંદુસ્તાની અથવા ઉર્દૂને પોતાની માદરી જબાન તરીકે સ્વીકારી લીધી. માના ધાવણ સાથે એ ભાષા તેઓ બોલવા અને ભણવા લાગ્યા. છતાં પંડિતોની અને ગ્રંથોની ભાષા ફારસી રહી. આ ફારસી અહીંના મુસલમાનોને તો પરભાષા હતી જ અને બહારથા આવેલાને કાળે કરીને પરભાષા થઈ ગઇ હતી. એટલે સ્વાભાવિક રીતે જ તેમાં તેઓ સરળતા સાધી શકતા નહિ. નવા વિચારો, નવી કલ્પનાઓ જેવાં માતૃભાષામાં વિલસે છે તેવાં પરભાષામાં કદિ વિલસી શકતાં નથી. અંગ્રેજોના આવ્યા પછી દશા વળી વધારે બગડી. ભાષાની સાથે વિચારસરણી પણ પારકી થઈ; એટલે કાગડો હંસની ચાલ ચાલતાં પોતાની પણ ભુલી ગયો. અત્યારે દેશાભિમાનથી પ્રેરાઇને ઘણાએ સ્વભાષામાં લખવા જાય છે, પણ તે વિદ્વાનોના બૌદ્ધિક વિકાસનાં મૂળ બીજી ભૂમિમાં નંખાયલાં હોવાથી આ ભૂમિમાં તે પાંગરતાં નથી. એટલે હિંદુસ્તાનની બુદ્ધિને તો કાંઈ ક્ષય લાગુ નથી પડયો પણ હિંદુસ્તાન દિશા ભુલ્યું છે. ભુલા પડેલાની માફક બ્હાવરૂં બ્હાવરૂં ભટકે છે. હમણાં રસ્તો હાથ લાગ્યો છે. માર્ગે ચડી ગયા પછી પણ હિંદુસ્તાનની બુદ્ધિનો પાક ન ઉતરે તો જાણવું ખરૂં કે હવે હિંદુસ્તાન જર્જરિત થયું છે. પણ આપણે હિંદ માતાનાં સંતાનો પુરુષાર્થ કરીશું તો પ્રભુ એ અનુભવ નહિ કરાવે.

આ કેળવણીમાં મનનો શરીરની બીજી જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોથી વિચ્છેદ કરવામાં આવ્યો છે. ચોપડીમાં જે જ્ઞાન ન હોય તે જ્ઞાન મેળવવાની શક્તિ આપણા વિદ્યાર્થીઓમાંથી જતી રહી છે. અને મૌલિક જ્ઞાન તો ચોપડીની બહાર હોય છે. આંખનો કે કાનનો ઉપયોગ અત્યારે વગર ભણેલા ખેડુતો કે કારીગરો જેટલો કરી જાણે છે તેટલો ભણેલા નથી કરી જાણતા એ નિર્વિવાદ વાત છે. જ્ઞાનેન્દ્રિયોની કેળવણીનો તો કાંઇક ડોળ પણ કરવામાં આવે છે, પરંતુ કર્મેન્દ્રિયોને તો છેક જ વિસારે મેલવામાં આવી છે. તમે કોઈ પંડિતને ભીંતમાં ખીલી ઠોકતાં, ગાંસડી કે બીસ્તો બાંધતાં અથવા કાંઇક વસ્તુ ઉપાડતાં જુઓ તો આનો ખ્યાલ આવે. આ ઉપરાંત મજુરી કરવી એ હલકી વસ્તુ છે એવી જે માન્યતા કેળવાએલા લોકોમાં ભરાઈ અને તેમની મારફત સમાજમાં પ્રસરી, એણે તો આપણી આખી વ્યવસ્થા બગાડી નાંખી છે; આપણને સ્વાર્થી અને પામર બનાવી દીધા છે.

સરકારે પોતાના રાજદ્વારી સ્વાર્થની ખાતર વિદ્યાર્થીઓના વિચાર-સ્વાતંત્ર્ય ઉપર અને કર્મસ્વાતંત્ર્ય ઉપર પોતાની શિક્ષણસંસ્થાઓમાં જે અંકુશ મુક્યો છે તેથી વિદ્યાર્થીઓમાં દંભ ફેલાવા માંડયો છે. બીજી તરફથી સ્વતંત્ર રીતે આજીવિકા મેળવવા માટે શરીર ચાલે એમ ન હોવાથી જે વિદ્યાર્થી આવા દંભમાંથી મુક્ત થવા ઇચ્છે છે તે પણ નિરાધાર વૃત્તિ અનુભવે છે.

પણ આ બધા દોષોને વ્હડી જાય એવો આ કેળવણીનો દોષ તો એ છે કે આપણી પોતાની શક્તિમાંથી તે આપણો વિશ્વાસ ઉડાવી દે છે. બાળપણથી જ વિદ્યાર્થીઓને શીખવવામાં આવે છે કે હિંદુસ્તાનમાં તો કજીઆ, કંકાસ, કાપાકાપી, મારામારી, ચોરી, લૂંટફાટ, ધર્મના વ્હેમોના અને રાજ્યના જુલમ, એવું બધું ચાલતું, તેમાંથી અંગ્રેજ લોકે આવીને આપણો ઉદ્ધાર કર્યો. અંગ્રેજ લોક આપણી વ્હારે ન આવ્યા હોત તો આપણે ક્યારનાય પાયમાલ થઈ ગયા હોત.

હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાનમાં વિચારસ્વાતંત્ર્ય ન હતું તે અંગ્રેજ લોકે આવીને દાખલ કર્યું; હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થામાં લોકોના કલ્યાણની દૃષ્ટિ ન હતી તે તેમણે વિચારી; હિંદુસ્તાનની કળા, સાહિત્ય અને કાવ્યમાં વિવિધતા ન હતી તે તેમણે ઉમેરી; હિંદુસ્તાનમાં સહિષ્ણુતા ન હતી તે તેમણે શીખવી. અને આપણા મોટા મોટા માણસો અત્યારે પણ આ વાત સાચી જ માને છે. તેથી જ તો તેઓ સલાહ આપવા નીકળ્યા છે કે આપણે સ્વરાજ્યને માટે હજી લાયક નથી. હજી તો અંગ્રેજની નિશાળે બહુ શીખવાનું છે, માટે કોઈ પણ ભોગે ઇંગ્લંડ સાથેનો આપણો સંબંધ તુટવો જ ન જોઇએ.

એટલે, વિચાર કરી જોતાં જણાશે કે આજે અંગ્રેજ લોક આપણા ઉપર જે રાજ્ય કરે છે તે પોતાની સેનાથી નહિ, મશીનગન અને એરોપ્લેનથી નહિ, પોલીસથી નહિ અથવા કાયદાથી પણ નહિ, પરંતુ પોતાની કેળવણીદ્વારા આપણું મન શ્રદ્ધાહીન કરીને. મન સ્વતંત્ર હોય તો શરીર ઉપર રાજ્ય ક્યાં સુધી ચાલે? સરકાર કેળવણી દ્વારા પોતાની ઉપર, પોતાની જાતિની કર્તબગારી ઉપર, પોતાના કાયદા ઉપર, પોતાની શક્તિ અને બુદ્ધિ ઉપર શ્રદ્ધા ઉપજાવે છે. અને આપણને આપણા પૂર્વ ઇતિહાસ વિષે, આપણા સારાસાર વિવેક વિષે, આપણા આગેવાનો વિષે અને આડકતરી રીતે આપણા ધર્મ અને આપણી સંસ્કૃતિ વિષે અશ્રદ્ધાળુ બનાવે છે. શું ભજવું અને શું તજવું, શું સારૂં અને શું માઠું, એ પોતાની દૃષ્ટિથી જોતાં આપણને શીખવે છે અને તેથી આપણામાં માનસિક અને હાર્દિક દુર્બળતા પેદા કરી આપણા ઉપર રાજ્ય જમાવે છે.

આ વસ્તુસ્થિતિ આપણે બરાબર સમજી જઇએ તો જ રાષ્ટ્રીય કેળવણીનો બરાબર વિચાર કરી શકીએ. તે વિચાર કરવામાં ઉપર આપણે જે જોઇ ગયા તે ઉપરથી એમ સમજવાનું નથી કે અંગ્રેજ લોક પાસેથી અથવા તો બીજી પ્રજા પાસેથી આપણે કશું લેવાનું જ ન હોય, અથવા તો આપણે બીજી ભાષા શીખવાની જરૂર જ ન હોય.

તે ઉપરથી એટલું જ જોવાનું છે કે આપણી કેળવણીનું લક્ષ્યબિંદુ આપણું પોતાપણું, આપણી સ્વતંત્રતા, આપણો ધર્મ, આપણી સંસ્કૃતિ આપણી ભાષા, આપણું સાહિત્ય, આપણો આદર્શ—એ જાળવવાનું અને તેનો વિકાસ કરવાનું હોવું જોઇએ.

પણ આ કરવાને માટે આપણામાં શ્રદ્ધા હોવી જોઇએ, તેજ હોવું જોઇએ. આપણી અત્યારની પરતંત્ર દશામાં આપણામાં તે જોઇએ તેટલા પ્રમાણમાં નથી. આપણે ઉચ્ચ અભિલાષ રાખતાં પણ ડરીએ છીએ. ભવિષ્યના ઉત્કર્ષ કરતાં આપણી વર્તમાન પ્રત્યક્ષ દુર્બળતા આપણને વધારે સત્ય દેખાય છે. તેથી રાષ્ટ્રીય કેળવણીનો આદર્શ, તેની યોજના આપણને અવ્યવહારૂ લાગે છે. આવી સ્થિતિમાં રસ્તો પુરેપુરો નક્કી કરવાનો પ્રયત્ન કરવાને બદલે અંધારામાંથી અજવાળામાં જેમ બને તેમ જવાનો પ્રયત્ન કરવો એ જ સલાહભરેલું છે. અજવાળું મળ્યા પછી ધ્યેય અને રસ્તો એની મેળે નક્કી થશે.

આજે આપણે માટે અજવાળાની દિશા પ્રજાકીય અંકુશ મેળવવામાં છે. આજે અજવાળાની દિશા સ્વભાષાની સેવા કરવામાં અને સેવા લેવામાં છે. આજે અજવાળાની દિશા પ્રજાને તંદુરસ્ત અને કૌવતવાળી બનાવવામાં છે. આજે અજવાળાની દિશા સ્વમાન અને સ્વાવલંબનની વૃત્તિ પેદા કરવામાં છે. આજે અજવાળાની દિશા આત્મશુદ્ધિ કરવામાં—અસ્પૃશ્યતા જેવાં આપણાં પોતાનાં પાપ અને કલંક ધોઈ નાંખવામાં છે. આજે અજવાળાની દિશા પ્રજાનો આત્મા—પછી તે ગમે તેટલો ક્ષીણ થયો હોય—તે જાગૃત કરવામાં છે.

આપણે સરકારી નિશાળોનો ત્યાગ કરીને રાષ્ટ્રીય શાળા સ્થાપી એટલે સરકારી કેળવણીના કેટલાક દોષો—નોકરીનો ઉદ્દેશ વગેરે—એની મેળે નીકળી જવાના. પણ સરકારી અંકુશ જવાથી કાંઈ બધી કેળવણી રાષ્ટ્રીય થતી નથી. તે માટે આપણે આપણી શાળાઓમાં બહુ મહત્ત્વના ફેરફાર કરવા પડશે. એ વાત સાચી છે કે જેટલા ફેરફાર કરવા જેવા હોય તે એકદમ ન થઈ શકે. પરંતુ તે દિશામાં તો હમેશાં દરેક રાષ્ટ્રીય શાળાનો પ્રયત્ન હોવો જ જોઇએ.

પ્રથમ જરૂર તો શાળાના વાતાવરણમાં-બાહ્ય વાતાવરણ, તેમજ આંતરિક વાતાવરણમાં—ફેરફાર કરવાની છે. શાળાના મકાનથી જ વિચારીએ. આપણી પાસે ભભકાદાર મકાન ન હોય, પણ આપણા સાદા મકાનને સ્વચ્છ રાખીને આપણે આકર્ષક બનાવવું જોઇએ. કેટલાંક મહાદેવનાં સ્થાનકો, બાવાની મઢુલીઓ એ આપણે માટે નમુનારૂપ ગણાય. તેમાંથી પણ તજવા જેવો ભાગ તજીને, ત્યાંની સુઘડતા, સ્વચ્છતા, શાન્તિ એ આપણે લઇએ. વિદ્યાપીઠે આપણી શાળાઓને મંદિરો કહ્યાં છે; અને સરસ્વતી દેવીના મંદિરને શોભે એવી તો શાળાના મકાનની અને તેની આસપાસની જગાની સ્થિતિ હોવી જ જોઇએ. શાળાના મકાનમાં ગમે ત્યાં થુંકાય નહિ, ગમે ત્યાં જોડા પહેરીને ફરાય નહિ, બીડી કે તંબાકુનું સેવન ન થાય—વિદ્યાર્થીથી શિક્ષકથી કે બહારના માણસથી—એ શિક્ષકોએ અને ગામના સમજુ લોકોએ જોવું જ જોઇએ. શાળાની કોઈ વસ્તુ આમતેમ પડેલી ન હોય. વિદ્યાર્થીઓની ચોપડીઓ વેરાએલી પડેલી ન હોય. તેમને બેસવાની જગા સ્વચ્છ હોય અને તેમનાં આસન પણ ચોકખાં હોય. પાટી વગેરે ધોવા માટે અનુકૂળ જગાએ પાણીની ડોલ ભરી રાખેલી હોય. તેની પાસે જ ખાદીનો ટુકડો હાથ વગેરે લુછવા માટે હોય. શાળાનું મકાન પુરતાં હવા અજવાળા વાળું ન હોય તો ભણવા સારૂ વિદ્યાર્થીઓ ઓટલા ઉપર બેસે, પણ બંધીયાર જગામાં તો ન જ બેસે. શિક્ષકનો પોષાક તથા બોલવા ચાલવાની ઢબ વિદ્યાર્થીઓને તથા ગામના લોકને ધડો લેવા જેવી હોય. વિદ્યાર્થીઓ વિનયી હોય પણ તે સાથે અત્યારે તેમનામાં જે રાંકપણું, બીક દેખાય છે તે નીકળી જઇને નીડરતા અને તેજ દેખાતાં હોય.

આ થઈ બાહ્ય વાતાવરણની વાત. હવે આંતરિક વાતાવરણનો વિચાર કરીએ. સાધારણ રીતે રાષ્ટ્રીય ગીતો ગવડાવવામાં આવે અને રેંટીયો ચલાવવાનો દેખાવ આપવામાં આવે એટલે શાળામાં રાષ્ટ્રીય

ભાવના આવી ગઈ એમ મનાય છે. એટલું બસ નથી. રાષ્ટ્રીય ગીતો ગવડાવવાં જોઇએ જ અને રેંટીયા ચલાવવાના દેખાવ નહિ પણ રીતસર રેંટીયો ચાલવો જોઇએ જ. એટલે કે શાળામાં જેટલા રેંટીયા હોય તેટલા સારી સ્થિતિમાં હોય, દરેક રેંટીયા ઉપર ઠીક પ્રમાણમાં એકસરખું અને વણી શકાય એવું સુતર નીકળે અને વિદ્યાર્થીને કાંતવાના વખત વગેરેની બરાબર વ્યવસ્થા હોય ત્યારે રેંટીયો ચાલ્યો કહેવાય. પણ આ બધાની પાછળ દેશભક્તિ, અત્યારની આપણી સ્થિતિમાંથી છુટવાની તીવ્ર આકાંક્ષા અને તે માટે પ્રયત્નવાન થવાની તાલાવેલી આ બધાનાં બીજ વિદ્યાર્થીઓમાં વવાંવાં જોઇએ. દેશનું ગૌરવ અને દેશની મહત્તા દેશનો સાચો ઇતિહાસ જાણ્યાથી ખબર પડે. આપણા દેશનો ઇતિહાસ ગ્રંથોમાં નથી લખાએલો; પણ સમાજનું જીવન સૂક્ષ્મ નજરે નિહાળનારને તેમાંથી ઇતિહાસ મળી આવે એમ છે. આપણા રામ અને કૃષ્ણ, ભીષ્મ અને હનુમાન, ધ્રુવ અને પ્રહ્લાદ, અર્જુન અને કર્ણ, યુધિષ્ઠિર અને હરિશ્ચંદ્ર, દમયન્તી અને સીતા, બુદ્ધ અને મહાવીર, વિક્રમ અને ભોજ, પ્રતાપ અને શિવાજી શંકરાચાર્ય અને રામાનુજાચાર્ય, તુકારામ અને રામદાસ, કબીર અને નાનક, નરસિંહ અને મીરાં એ બધાં, હજી જુની પરંપરા જેણે જાળવી રાખી છે તેવી પ્રજાના હૃદયમાં તો જીવતાં જ છે. જે પરંપરા ભુંસાઇ જવા માંડી છે તેની સાથે એમનાં નામ ભુંસાઈ જાય તે પહેલાં ભવિષ્યના રાષ્ટ્રના હૃદયમાં તેમની પ્રતિષ્ઠા દાખલ કરવાનું કામ રાષ્ટ્રીય શાળાના શિક્ષકોનું છે. અમરનાથ અને કૈલાસ, બદરીનારાયણ અને રામેશ્વર, જગન્નાથપુરી અને દ્વારકા, આગ્રા અને દિલ્હી, પાવાગઢ અને ગિરનાર વગેરે સ્થળોનું પ્રત્યક્ષ દર્શન તો ન કરાવી શકાય, પણ વિદ્યાર્થીઓને ભૂગોળના શિક્ષકે તેનાં આકર્ષક વર્ણનો સંભળાવીને તક મળ્યે અથવા તક શોધીને હિંદુસ્તાનનાં ગૌરવપ્રદ તે સ્થાનોનાં દર્શન કરવાની તીવ્ર આકાંક્ષા તો મનમાં પેદા કરવી જ જોઇએ. આમ આપણા દેશનું ગૌરવ જેમાં રહેલું છે તેવી વાતો અને તેટલી

વિદ્યાર્થીને આપવાની કાળજી રાખવી જોઇએ. અને તેમાં વિદ્યાર્થીના મનમાં અસત્ય અભિમાન ન પ્રગટે એટલા સારૂ જરા પણ અત્યુક્તિ ન થાય તેની કાળજી પણ રાખવી જોઇએ. પરદેશમાંથી આપણે લેવા જેવું જે હોય તેનું, અને આટલો ગૌરવયુક્ત ભૂતકાળ હોવા છતાં આપણી પડતી કેવાં કેવાં કારણોથી થઈ તેનું બરાબર બયાન આપવું જોઇએ. એમ કરવાથી વિદ્યાર્થીમાં સાચી દેશભક્તિ પ્રકટે, અને જે ભુલોને લીધે આપણે પડયા તે સુધારી લેવાની અને તેવી ભુલો ફરી ન કરવાની બુદ્ધિ સુઝે. વળી એકલા ભૂતકાળમાં જ રમવાની જરૂર નથી. વર્તમાન સમયમાં દુનીયામાં તથા હિંદુસ્તાનમાં કેવા કેવા બનાવો બની રહ્યા છે તે વિદ્યાર્થીની દૃષ્ટિએ વિદ્યાર્થીને સમજાવવા જોઇએ. આપણા વિદ્યાર્થીઓને અત્યારે શું કરવું એ સુઝતું નથી તેને બદલે આમ કરવાથી કાર્યનાં અનેક ક્ષેત્રો તેમની આગળ ઉઘડશે અને પ્રસંગ આવ્યે કેટલાક તેનો અમલ કરશે. આનું નામ રાષ્ટ્રીય વાતાવરણ.

રાષ્ટ્રીય કેળવણીમાં સ્વભાષાનું વિશેષ ગૌરવ હોવું જ જોઇએ. આપણા વિચારો, આપણી કલ્પનાઓ, આપણી આકાંક્ષાઓ, આપણા ભાવો વ્યક્ત કરવાનું ભાષા એ વાહન છે અને વાહન નબળું હોય તો તેમાં ભાર બરાબર ભરી શકાય નહિ. અને ઉપર આપણે જોઈ ગયા કે માતાના ધાવણ સાથે ધાવેલી ભાષામાં જેટલું સરસ અને સબળ રીતે આપણે બોલી કે લખી શકીએ તેવું બીજી ભાષામાં નથી બોલી કે લખી શકતા. એટલે આપણા ગુજરાતમાં ગુજરાતીનું વિશેષ મહત્ત્વ હોવું જ જોઇએ. આપણામાં નવજીવન આવતું જાય છે તેની સાથે જે નવું ચેતન અને નવું બળ પ્રગટે છે તે વ્યક્ત કરવા ગુજરાતી ભાષાને આપણે બરાબર સમર્થ બનાવવી જોઇએ. તેટલા સારૂ આપણી પ્રાથમિક શાળાઓમાં તો ગુજરાતીનો પાયો પાકો થાય જ, પરંતુ આપણાં વિનયમંદિરોમાં અને આપણાં મહાવિદ્યાલયોમાં ગુજરાતી ભાષાનું આગ્રહ, શ્રદ્ધા અને ભક્તિપૂર્વક અધ્યયન થાય. જેવી છે તેવી એ આપણી માતા છે. તેનું સ્થાન પરકીય ભાષા ન જ લઈ શકે. આટલું

જો સ્વીકારીએ તો હજી આપણાં અપૂર્ણ અને પૂર્ણ વિનયમંદિરોમાં દફતર અંગ્રેજીમાં રખાય છે, હુકમો અંગ્રેજીમાં છોડાય છે, રજા અંગ્રેજીમાં મંગાય છે એ બધું બંધ થાય. ગુજરાતી ઠીક શીખ્યા પછી વિદ્યાર્થીઓ ભલે અંગ્રેજી ભણે. પણ અંગ્રેજી ભણેલાઓ અંગ્રેજીમાં વ્યવહાર ચલાવવામાં જે પ્રતિષ્ઠા સમજે છે તે બંધ ન થાય ત્યાં સુધી ગુજરાતીની પ્રતિષ્ઠા ન સ્થપાય.

બીજું, સાહિત્ય તથા શાસ્ત્રીય વિષયો સંબંધી વિશેષ જ્ઞાન મેળવવાના હેતુથી અંગ્રેજી ભણાય એ દ્રષ્ટિ છે અને સ્વ–રાજ્ય મળ્યા પછી પણ આપણામાંથી કેટલાક અંગ્રેજી તથા બીજી પરભાષાઓ પણ ભણવી પડશે. પરંતુ અંગ્રેજી ભણતર ધંધો કરી ખાવામાં આવશે, એ દૃષ્ટિથી લોકો પોતાનાં બાળકોને અંગ્રેજી ભણાવવા ઇંતેજાર હોય છે, તે દૃષ્ટિ હવે બદલવી જ પડશે. જેમ જેમ આપણે સ્વરાજ્યનો વિશેષ વિચાર કરીએ તેમ તેમ આપણે સમજવું જોઇએ કે જે ધંધાઓમાં અંગ્રેજીનો ઉપયોગ થાય છે તે ધંધાઓ દેશને કેવળ નુકસાન કરનારા છે. વેપાર રોજગારમાં પરદેશ સાથેના વેપારમાં જ અંગ્રેજીનો ઉપયોગ પડે. તે વેપાર તો અત્યારે દેશને ચૂસી રહ્યો છે. સરકારી નોકરીના કે વકીલાતના ધંધામાં અંગ્રેજીનો ખપ પડે. તે ધંધા તો આ અન્યાયી સરકારનું તંત્ર વધારે ને વધારે દૃઢ બનાવનારા છે. એટલે આપણી રાષ્ટ્રીય શાળાઓમાં અંગ્રેજીનું સ્થાન ક્યાં છે તે બહુ જ વિચારપૂર્વક નક્કી કરવાની જરૂર છે. અત્યારે તો અંગ્રેજી ભાષા બીજા તમામ વિષયોને હઠાવીને રાણીની જેમ શાળાઓમાં મ્હાલે છે, અને માતૃભાષા દાસીનું સ્થાન ભોગવે છે. એ દાસીપદેથી ઉદ્ધારીને માતૃભાષાને તેનું સ્વાભાવિક સ્થાન નહિ આપીએ ત્યાં સુધી પુત્રદ્રોહનું પાતક આપણે શિર ચોંટેલું જ રહેશે. વેળાસર નહિ ચેતીએ તો તેનું પ્રાયશ્ચિત પણ નહિ જડે.

આ બાબત આટલું લંબાણથી અને આગ્રહપૂર્વક લખવાનું કારણ એ છે કે જે જે ગામમાં રાષ્ટ્રીય શાળા કાંઇક ઠીક ચાલે છે

અને ગામના લોકો ઉત્સાહી છે ત્યાં તેમનો અંગ્રેજી વર્ગો કહાડવાનો અથવા તો રીતસરની ' એંગ્લો-વર્નાક્યુલર ' શાળા સ્થાપવાનો આગ્રહ હોય છે. ઉત્સાહનો અને દ્રવ્યનો આના જેવો મિથ્યા વ્યય બીજો એકે નથી. જ્યાં વિશેષ ઉત્સાહ હોય અને દ્રવ્યની સગવડ હોય ત્યાં કુમારમંદિર ઉપરાંત કેટલુંક વિશેષ શિક્ષણ-વિદ્યાર્થીને વધારે સંસ્કારી બનાવે અને તેના વ્યવહારમાં પણ ઉપયોગી થઇ પડે તેવું-ગુજરાતી દ્વારા જ આપવાની ગોઠવણ કરવાની જરૂર છે.

આપણો દેશ એક મોટા ખંડ જેવો છે. તેમાં અનેક પ્રાન્તો યુરોપના એક એક દેશ જેવડા મોટા છે અને તે પ્રાન્તોમાં જુદી જુદી ભાષા બોલાય છે. છતાં પ્રાચીન કાળથી સંસ્કૃતિની દૃષ્ટિએ તથા ભૌગોલિક રચનાથી હિંદુસ્તાન એ એક જ રાષ્ટ્ર છે. આખા રાષ્ટ્રમાં એક પ્રાન્તના બીજા પ્રાન્ત સાથેના વ્યવહાર માટે એક સામાન્ય ભાષા બધાએ જાણવાની જરૂર છે. આવી સામાન્ય ભાષા હિંદુસ્તાની છે. ગુજરાતમાં ભારતભૂષણ માલવીયજી અથવા પંજાબ-કેસરી લાલા લજપતરાયજી જેવા પધારે તો તેમનું બોલેલું આપણે સહુ સમજી શકીએ માટે આપણે સહુએ હિંદુસ્તાની ભાષા જાણવી જ જોઇએ. મહાસભાએ હિંદુસ્તાનીને સામાન્ય અથવા રાષ્ટ્રીય ભાષા તરીકે સ્વીકારી છે. માટે હવે તો જેને હિંદુસ્તાની ન આવડે તે બરાબર કેળવાએલો ન ગણાય. આપણી શાળાઓમાં ગુજરાતી ચાર ચોપડીઓ પુરી કર્યા પછી હિંદુસ્તાની શીખવવાનું શરૂ કરી શકાય. રાષ્ટ્રીય શાળામાં કામ કરનારા તથા કામ કરવા ઇચ્છનારા શિક્ષકોએ તો તત્કાલ હિંદુસ્તાની શીખી લેવાની જરૂર છે.

શરીરની કેળવણીને વિસારે મુકવાથી જે માઠાં પરિણામ નીપજ્યાં છે તેનો આપણે સરકરી કેળવણીના દોષ બતાવતાં વિચાર કરી ગયા છીએ. આપણી શાળાઓમાં આ વિષય ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. એમાં શરીરને કસવા માટે કસરત,

રમતો વગેરેની જરૂર છે. આપણાં આજના જેવાં કંતાયેલાં શરીરે આપણે સ્વરાજ્ય નહિ ભોગવી શકીએ. પ્રજાનાં શરીર સુદૃઢ થાય તે માટે વિદ્યાર્થીઓમાં બ્રહ્મચર્યનું મહત્ત્વ ખુબ ઠસાવવાની જરૂર છે. શરીરની દૃઢતાની સાથે હાથ પગ વગેરે કર્મેન્દ્રિયો અને આંખ, કાન વગેરે જ્ઞાનેન્દ્રિયોને બરાબર કેળવણી મળે તે માટે ઔદ્યોગિક કેળવણી દાખલ કરવાની જરૂર છે. બૌદ્ધિક કેળવણીનો ઔદ્યોગિક કેળવણી સાથે બરાબર યોગ કરીશું ત્યારે જ આપણી કેળવણી શુભ ફળદાયી નીવડશે. ઔદ્યોગિક કેળવણીથી મનની સાથે શરીરની બીજી બધી ઇન્દ્રિયો કેળવાય છે એ તો છે જ; પરંતુ વિદ્યાર્થીમાં સ્વાશ્રય આવી જાય છે તે તેનો મોટામાં મોટો ગુણ છે. કયા ઉદ્યોગનું શિક્ષણ આપવું એમાં બહુ વિવેક કરવાનો છે. એકલી ઔદ્યોગિક શાળા હોય તેમાં વિવિધ ઉદ્યોગોનું શિક્ષણ અપાય અને અપાવું જોઇએ. પણ આપણે તો સામાન્ય શાળામાં વિશેષે કરીને વિદ્યાર્થીના સર્વદેશી વિકાસની ખાતર ઉદ્યોગનું શિક્ષણ દાખલ કરીએ છીએ, એટલે તેમાં સર્વ પ્રજાને સાધારણ એવા ઉદ્યોગો જ શીખવવા જોઇએ. ખેતી અને વણાટ ઉપર દેશની એંશી ટકા વસ્તી ગુજરાન ચલાવે છે. એ ઉદ્યોગોમાં બરકત આવે તો રાષ્ટ્રમાં બરકત આવે. માટે એ બે ઉદ્યોગોને રાષ્ટ્રીય ઉદ્યોગો ગણ્યા છે. તેમાંય વળી આપણી અત્યારની હાલતમાં તો વણાટને જ—ખાદીના વણાટને જ—ખુબ પ્રાધાન્ય અપાયું છે. માટે વણાટનું શિક્ષણ તો દરેક શાળામાં હોવું જ જોઇએ. રેંટીયો, પીંજણ અને શાળ એ રાષ્ટ્રીય શાળાનાં ભૂષણ છે. શાળામાં ઉદ્યોગ દાખલ કરવો એ નવી વસ્તુ છે એટલે તેમાં મુસ્કેલીઓ તો ઘણી નડવાની. આપણા મનમાં જેટલું હોય તેટલું બધું આપણે કરી પણ ન શકીએ, પણ તે વાતનો આગ્રહ રાખીએ અને તે દિશામાં પ્રયત્ન કરીએ તો સફળતા જરૂર મળે. જ્યાં સુધી શિક્ષકોને સુંદર કાંતતાં, પીંજતાં અને વણતાં નથી આવડયું ત્યાં સુધી શાળામાં તે ફત્તેહમંદ નથી થવાનું એ પણ

ધ્યાનમાં રાખવા જેવું છે. બાળકો એ ભવિષ્યની પ્રજા છે અને તે પ્રજાને ઘડવાની ફરજ શિક્ષકોની છે. એટલે શિક્ષકો ઉપર વિશેષ જવાબદારી છે. રાષ્ટ્ર જે માગે તે શિક્ષકોએ પુરૂં પાડવાનું રહ્યું. શિક્ષકો ધાર્મિક વૃત્તિથી પ્રેરાઇને પોતાની ફરજો અદા કરવા કેડ કસે તો જ આ બધું થઈ શકે.

હવે વિચારીએ ધાર્મિક શિક્ષણનો સવાલ. સાર્વજનિક શાળા જેમાં બધા ધર્મના અને સંપ્રદાયના વિદ્યાર્થીઓ હોય ત્યાં ધર્મનું શિક્ષણ આપવું અતિશય કઠણ છે એ વાત ઉઘાડી જ છે. છતાં ધાર્મિક શિક્ષણમા મુખ્ય ભાગ વિદ્યાર્થીમાં ધાર્મિક વૃત્તિ પેદા કરવાનો છે. ગમે તે ધર્મનો ધર્મનિષ્ઠ માણસ હોય તોપણ તેનો સમાગમ આપણામાં ધાર્મિક વૃત્તિ પેદા કરી શકે છે. એટલે શિક્ષક, પછી તે ગમે તે ધર્મ કે સંપ્રદાયનો હશે તોપણ જો તે ધાર્મિક વૃત્તિવાળો હશે તો વિદ્યાર્થીઓમાં જરૂર ધાર્મિક વૃત્તિ પેદા થવાની. એટલે ધાર્મિક શિક્ષણમાં મુખ્ય આધાર શાળાના શિક્ષકોની ધર્મવૃત્તિ ઉપર રહે છે. શિક્ષકો સાચી ધર્મવૃત્તિવાળા હોય તો શાળામાં એવું ઉચ્ચ, ઉદાર, ધાર્મિક વાતાવરણ પેદા થાય કે જેથી સર્વ ધર્મો અને સંપ્રદાયો પ્રતિ આદર રહે. આ આદર પરિચયથી દૃઢ થાય છે, માટે આપણી રાષ્ટ્રીય શાળાઓમાં હિંદુસ્તાનમાં પ્રવર્તતા મુખ્ય મુખ્ય ધર્મો તથા સંપ્રદાયોની વિદ્યાર્થીઓને માહિતી આપવાની પણ જરૂર છે. રાજકારણ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે વિષયોને ધર્મથી અલગ પાડવાની જે પ્રથા પશ્ચિમમાં શરૂ થઇ અને હમણાં હમણાં હિંદુસ્તાનમાં દાખલ થઇ છે તેને રાષ્ટ્રીય શાળાઓમાં સ્થાન ન મળવું જોઇએ. આ વિષયો શીખવવામાં તથા તેના સિદ્ધાંતો ઠરાવવામાં ધાર્મિક દૃષ્ટિ ભૂલાવી ન જ જોઇએ. ધર્મ એ આખા જીવનને વ્યાપી નાંખનારો વિષય છે એ વિદ્યાર્થીઓમાં ઠસાવવું, એ પણ ધાર્મિક શિક્ષણનું જ એક અંગ ગણાય. વ્યવહારના કોઈ પણ ભાગને ધર્મથી આપણે અલગ ન પાડી શકીયે.

હિંદુસ્તાનની અત્યારની પરિસ્થિતિમાં મોટામાં મોટું ધાર્મિક શિક્ષણ તો અસ્પૃશ્યતાના કલંકનું નિવારણ છે. આ પ્રશ્ન ઉપરઉપરથી જોતાં હિંદુઓના સામાજિક જીવનનો જણાય છે, પણ તે ભારે ધાર્મિક પ્રશ્ન છે અને તેની અસર હિંદુસ્તાનમાં વસતી બધી કોમોના જીવન ઉપર ઓછાવત્તા પ્રમાણમાં થએલી હોવાથી તેણે રાષ્ટ્રીય સ્વરૂપ પકડ્યું છે. તેથી જ તેને રાષ્ટ્રીય કેળવણીમાં સ્થાન હોવું જોઇએ. જે શાળાએ અસ્પૃશ્યતાનો બાધ કહાડી ન નાંખ્યો હોય તે શાળા રાષ્ટ્રીય ન ગણાય.

આમ રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ આપણી રાષ્ટ્રીય શાળાઓમાં હાલ આપણે શું શું દાખલ કરી શકીએ તે વિચારીને બતાવવાનો પ્રયત્ન કર્યો છે. કેળવણી એ જ સમાજનો પાયો છે. આપણે પરદેશી કેળવણી લઇને પરદેશનું રાજ્ય દઢ કરવામાં સહાયભૂત થયા. હવે સ્વરાજ્ય સ્થાપના માટે સ્વદેશી અથવા રાષ્ટ્રીય કેળવણી આપણે લેવી જોઇશે. સ્વરાજ્ય મેળવવા અને ટકાવવા માટે જે ગુણો આપણામાં કેળવવા જોઇએ એ રાષ્ટ્રીય કેળવણીથી જ કેળવી શકાશે. આપણામાં જે અશ્રદ્ધા વ્યાપી ગઇ છે તે રાષ્ટ્રીય કેળવણી જ કહાડી શકશે. ખાદીનો પ્રશ્ન અત્યારે બહુ જ મહત્ત્વનો છે ખરો, પણ એક વખત ખાદીનો પ્રચાર થઈ ગયો એટલે જેમ દરેક માણસને પોતાને ઘેર રાંધવાનું કહેવા કે શીખવાડવા નથી જવું પડતું, તેમ ખાદીનું પણ થઇ જશે. રેંટીયો જ રેંટીયાનું કામ કરી લેશે. પણ રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન સનાતન છે. દરેક જમાનાને પોતપોતાની પરિસ્થિતિ અને જરૂરત પ્રમાણે તેનો ઉકેલ કરવાનો રહેવાનો જ. સરકાર સાથે સહકાર હો કે અસહકાર હો પણ તે પ્રશ્ન તો હમેશાં એટલો જ ઉપયોગી રહેવાનો. માટે રાષ્ટ્રીય કેળવણી પાછળ તો આખા દેશે તન, મન અને ધન વાપરવું જ પડશે.

---

# અસ્પૃશ્યતા

આપણે અત્યારે સ્વરાજ્યની જે લડત લડી રહ્યા છીએ તે કાંઈ અંગ્રેજ લોકને આ દેશમાંથી હાંકી કહાડવા માટે નથી, એ સમજવાની જરૂર છે. હિંદુસ્તાન દેશે બહુ પ્રાચીન કાળથી અનેક પ્રજાઓને આશ્રય આપ્યો છે. બહારથી આવેલી પ્રજા અહીં જીતનાર તરીકે ન રહે, પણ અહીંના વતનીઓ સાથે ભળી જાય, આ દેશને જ પોતાનો સ્વદેશ કરે, તો તેમને માટે આપણાં દ્વાર ખુલ્લાં છે. પણ અંગ્રેજો તો અત્યારે અહીં માલીક થઈને રહેવા ઈચ્છે છે. આપણા મિત્ર તરીકે તેઓ રહેવા ઈચ્છે તો આપણું તેમને સ્વાગત છે.

પણ તેઓ આપણી સાથે મિત્રભાવે નથી રહેતા, સમાનભાવે નથી રહેતા, એવી એક તરફથી આપણે ફરીયાદ કરીએ અને બીજી તરફથી આપણે પોતે આપણી જાતના જ માણસો સાથે સમાનભાવે ન વર્તીએ, તેમને આપણાથી હલકા ગણીએ, તેમને આપણા લત્તામાં રહેવા ન દઈએ, તેમની પુરેપુરી સેવા લઈએ છતાં તેમને અડીએ નહિ, એ કેવો અન્યાય કહેવાય ? આપણે ઢેડ, ભંગી તથા ચમાર જાતને અસ્પૃશ્ય કહીએ છીએ. તેના કારણમાં એમ બતાવાય છે કે

તેમનો ધંધો નીચો અને મેલો એટલે આપણે શું કરીએ ? આ વાંધો જરા ઊંડા ઉતરીને તપાસીશું તો તે જરાયે ખરો નહિ લાગે. ઢેડ લોકો મુખ્યત્વે વણવાનો ધંધો કરે છે. જે ધંધાથી પ્રજાનાં અંગ ઢંકાય એ ધંધાને નીચો કે મેલો કેમ ગણ્યો હશે તે સમજમાં જ ઉતરે એવું નથી. ભંગી ગામડામાં ગામ સ્વચ્છ રાખવાનું કામ કરે અને શહેરમાં લોકનું મેલું ઉપાડવાનું તથા પ્રજાને સ્વચ્છ રાખવાનું કામ કરે; પછી એ ધંધાને મેલો કેમ ગણાય ? જે ધંધો કોઇ ન કરે તો પ્રજા સડી સડીને મરી જાય, તે ધંધાને નીચ કેમ ગણાય ? ભંગી લોકો મેલા રહે છે તો આપણે તેમને સ્વચ્છ રહેતાં શીખવીએ, તેમની સાથે હળીએ ભળીએ, તો તેઓ જરૂર સ્વચ્છ રહે. મેલું તો માતાયે બાળકોનું ઉપાડે જ છે, તો તેથી શું તે નીચ ધંધો કરે છે, હલકો ધંધો કરે છે, મેલો ધંધો કરે છે, એમ કહી શકાશે ? કુતરાં વગેરે પશુઓ તો મેલું ખાય પણ છે, છતાં તેને અડવું એ ભંગીને અડવા જેટલું ખરાબ નથી ગણાતું. તો પછી માણસ, અને તેમાંયે આપણી સેવા કરનાર, ઉપયોગી સેવા કરનાર, જેના વિના ચાલે નહિ એવી સેવા કરનાર, તેને આપણે પશુથી હલકો ગણવાનો અન્યાય કરીએ ? છતાં હિંદુસ્તાન દેશમાં હજારો વર્ષ થયાં હિંદુ લોકો એ અન્યાય કરતા આવ્યા છે. અને એ પાપની સજા પણ આપણે ભોગવી રહ્યા જ છીએ.

આપણા પોતાના જ દેશમાં અને બહારના દેશોમાં જ્યાં હિંદીઓ જઇને વસ્યા છે ત્યાં, ગોરા લોકો આપણને અંત્યજ જેવા ગણે છે. ગોરા લોકના લત્તામાં હિંદીઓ રહી ન શકે, જે રસ્તા ગોરા લોકને ચાલવાના હોય તે ઉપર હિંદી ચાલી ન શકે, જે દુકાનેથી ગોરા લોકો માલ લેતા હોય ત્યાંથી હિંદી માલ ન લઇ શકે, જે ગાડીમાં ગોરા લોકો બેસવાના હોય તેમાં હિંદી બેસી ન શકે. આવી જ જાતનો અન્યાય આપણે આપણા અંત્યજ ભાઇઓ પ્રત્યે પણ કરીએ છીએ. પછી ઇશ્વર કેમ આપણી દાદ સુણે ? હિંદુ ધર્મ ઉપર વર્ષો થયાં ચોંટેલું આ અસ્પૃશ્યતાનું કલંક આપણે ધોયે જ છુટકો છે.

એક કોમ આખા સમાજની સેવા કરે તે બદલ તેને લોકો તરફથી પૈસા મળે એટલાથી જ તેની સેવાનો પુરેપુરો બદલો તેને મળી રહ્યો ન ગણાય. જેટલી સામાજિક અથવા જાહેર સંસ્થાઓ હોય તેનો લાભ પણ તેને મળવો જોઇએ આપણામાંથી ઘણા માને છે કે અંત્યજો આપણું મેલું ઉપાડવાનું તથા બીજું કામ કરે છે તેના બદલામાં આપણે તેમને પૈસા આપીએ છીએ એટલે આપણે ઋણમાંથી છુટયા. પણ એટલેથી જ ઋણમાંથી છુટી શકાતું નથી. આપણે તેમને આપણાથી બહુ દૂર ગામની બહાર રાખીએ તેથી સમાજની સાથે રહેવાથી જે લાભ મળી શકે તે તેમને નથી મળતો. તેમનાં બાળકોને કેળવણી નથી મળી શકતી; ગામના કુવામાંથી તેઓ પાણી ન લઇ શકતા હોવાથી જો તેમનો અલગ કુવો ન હોય તો પાણીને માટે તેમને પારાવાર વિટંબનાઓ પડે છે; ધર્મોપદેશકો અંત્યજોને ઉપદેશ ન કરે, પુરાણી તેમને કથા ન સંભળાવે, મંદિરમાં તેઓ જઈ ન શકે એટલે તેઓ હિંદુ ગણાતા છતાં હિંદુ ધર્મના જે લાભ બીજો સમાજ ભોગવે છે તે આ અંત્યજો નથી ઉઠાવી સકતા. એટલું જ નથી પણ ધુતકારાએલા ને દૂર પડેલા હોવાથી તેમનામાં અનેક જાતની બદીઓ ઉત્પન્ન થાય છે. તેમનામાં દારૂનો પ્રચાર વધે છે, તેઓ સડેલું માંસ ખાય છે, લોકો એંઠું આપે તે ખાય છે અને અનેક પ્રકારના કુવ્યવહાર ચલાવે છે. આ બધાની જવાબદારી પોતાને ઉચ્ચ ગણતા હિંદુ સમાજને શિર છે. ૨૨ કરોડ માણસની હિંદુની વસ્તીમાંથી ૬ કરોડને આપણે અંત્યજ ગણીએ છીએ. સમાજ-શરીરના ચોથા ભાગને સડી જવા દઇને અથવા જાણી જોઇને સડાવીને હિંદુ સમાજ શું પોતાનો ઉદ્ધાર કરવાની આશા રાખી શકે? આપણા આ અંત્યજ ભાઇઓની જે હાય હિંદુ સમાજને લાગેલી છે તેમાંથી સમાજ છુટે તો જ તેનો ઉદ્ધાર થાય.

પણ આ બાબતમાં વિચિત્રતા તો એ છે કે અંત્યજ લોકને અસ્પૃશ્ય ગણવારૂપી આપણા પાપને આપણે ધર્મનું સ્વરૂપ આપ્યું છે! તેમને

અડવામાં અધર્મ થાય છે, પાપ થાય છે એમ આપણે માની બેઠા છીએ. બીજી રીતે બહુ સાધુવૃત્તિના માણસો, કોઇનો દ્વેષ ન કરે એવા માણસો, પણ અંત્યજોને અડવામાં પાપ માને છે. તેથી આપણું કામ અઘરૂં છે. છતાં એટલું તો કહેવું જ જોઇએ કે આવા માણસો ધર્મનું સ્વરૂપ નથી જ સમજ્યા. શુદ્ધ ધર્મનું સ્વરૂપ જેમના સમજવામાં આવ્યું છે તેમણે અંત્યજોને અસ્પૃશ્ય નથી ગણ્યા. નરસિંહ મહેતાને મહાભક્ત તરીકે આપણે સહુ પૂજીએ છીએ. તેઓ આપણામાં ઉંચામાં ઉંચી ગણાતી નાગરી ન્યાતના હતા; છતાં અંત્યજોને ત્યાં જઈ ભજન કરતા, તેમને ત્યાં પ્રસાદ લેતા. તેમની ન્યાતવાળા શરૂઆતમાં તેમનો ઘણો તિરસ્કાર કરતા, તેમને ખૂબ કનડતા, પણ એ બધું નરસિંહ મહેતાએ ધીરજથી સહી લીધું, અને તે દિવસે તેમનો તિરસ્કાર કરનારી નાગરી ન્યાત, અત્યારે પોતાની ન્યાતમાં નરસિંહ મહેતા જેવા ભક્તનો જન્મ થયો તે માટે અભિમાન માને છે અને પોતાને ધન્ય ગણે છે.

મહારાષ્ટ્રમાં એકનાથ કરીને મહા સમર્થ સાધુ થઈ ગયા. તેઓ એક વખત બપોરે નદીએ ન્હાવા જતા હતા. નદીની રેતી તડકાથી બહુ તપી ગઈ હતી. ત્યાં થઇને એક અંત્યજ બાળક જતું હતું અને પગ દાઝવાથી તે રડતું હતું. સાધુ એકનાથે તે બાળકને ઉપાડી લીધું અને તેને ઘેર મૂકી આવ્યા. વિચાર કરો કે અંત્યજ બાળકને અડવાથી એકનાથની પવિત્રતા ઘટી કે આ દયાનું કર્મ કરવાથી તેમની પવિત્રતા વધી? આ એકનાથનો પુત્ર બહુ કટ્ટર કર્મકાંડી પંડિત હતો. પિતાનું આ વર્તન તેને જરાએ ન ગમ્યું. એવામાં એકવાર એવું બન્યું કે એકનાથના પિતાશ્રીનું શ્રાદ્ધ હતું અને બ્રાહ્મણોને જમાડવા માટે રસોઈ બની રહી હતી. કેટલાક અંત્યજો તેમના બારણા આગળથી જતા હતા તેમને રસોઈની સુવાસ આવી અને તેઓ બોલ્યા કે વાહ જે રસોઇની આવી સરસ વાસ આવે છે તે કેટલી સુંદર હશે? એકનાથે આ સાંભળ્યું. તેમણે પેલા અંત્યજોને બોલાવ્યા અને કહ્યું કે ભાઇઓ, આ

રસોઈ જમવાનું તમને મન થયું છે તો જમવા બેસી જ જાઓ. પોતાને હાથે પીરસીને તેમણે અંત્યજોને જમાડયા. પછી પેલા બ્રાહ્મણોના કોપનું પૂછવું જ શું ? શ્રાદ્ધમાં બ્રહ્મભોજનને માટે કરેલી રસોઈ અંત્યજોને જમાડી દે ? એકનાથે તેમને માટે બીજી રસોઈ કરવાનું કહ્યું, પણ તે બ્રાહ્મણોએ તેનો ઘણો તિરસ્કાર કર્યો અને કોઈ તેને ત્યાં જમવા ગયું નહિ. આ એકનાથને અસ્પૃશ્યતાનો બાધ ન હતો, અંત્યજો ઉપર પ્રેમ હતો, તે માટે તેમને તિરસ્કાર વેઠવો પડયો. પણ આજે મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ કે અબ્રાહ્મણ સહુ એકનાથને પુજે છે.

ગાંધીજીને આપણે મહાત્મા ગણીને પૂજીએ છીએ. તેમની પવિત્રતા અને ડહાપણને વિષે આપણને બહુ માન છે, તેમનાં દર્શનથી આપણે પોતાને પાવન થએલા માનીએ છીએ. તેઓ ચુસ્ત વૈષ્ણવ છે. અને તેઓ જ પોકારી પોકારીને કહે છે કે અંત્યજોને અસ્પૃશ્ય મા ગણો; એ અસ્પૃશ્યતા કહાડી નહિ નાંખો ત્યાં સુધી હિંદુસ્તાનના બધા લોકોનું સ્વરાજ્ય નથી, સાચું સ્વરાજ્ય નથી.

---

# હિંદુમુસલમાન એકતા

બે માણુસ પડોશમાં રહે એટલે તેમણે એકબીજા વિષે જાણવું જોઇએ, એકબીજા સાથે હળીમળીને રહેવું જોઇએ, એકબીજાને મદદ કરવી જોઇએ, અને બહુ મ્હોટું કામ કરવું હોય ત્યારે બન્ને જણાએ એક થવું જોઇએ. આને પડોશનો ધર્મ કહે છે. હિંદુ અને મુસલમાન આવા પડોશી છે. પડોશીપડોશીમાં જો દ્વેષ કે અણુવિશ્વાસ હોય તો માણુસ સુખે ન રહી શકે. પડોશીનું નુકસાન કરી પોતાનો સ્વાર્થ સાધવાનો જો માણુસ વિચાર કરે તો બન્નેનો નાશ થાય ત્યાં સુધી બન્નેને લડવું પડે.

મુસલમાની ધર્મ સ્થાપન થયાને લગભગ તેરસો વર્ષ થયાં છે. હિંદુ ધર્મ ક્યારે સ્થપાયો તે કહી શકાતું નથી. તેનો ઇતિહાસ પાંચ છ હજાર વર્ષનો તો છે જ. એટલે હિંદુ ધર્મ મ્હોટો ભાઈ ગણાય. હિંદુ ધર્મ પોતાના દેશમાં જ વસ્તી કરીને રહ્યો છે, જ્યારે મુસલમાની ધર્મ પહેલેથી જ બધે ફેલાવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. મુસલમાની ધર્મ હિંદુસ્તાનમાં બારસો વર્ષ પહેલાં આવ્યો, છતાં આ ધર્મ વિષે આપણે પૂરતું જાણતા નથી એ કેટલું ખોટું પડોશધર્મ પ્રમાણે મુસલમાન ધર્મની માન્યતાઓ શું છે, મુસલમાન

લોકોએ દુનિયામાં શું શું કર્યું છે તે હિંદુઓએ કાંઇક તો જાણવું જોઇએ. મુસલમાનોએ પણ ગીતામાં શું લખ્યું છે, તુલસી-રામાયણની વાર્તા ઉપરથી કયો બોધ લઈ શકાય છે, યમ-નિયમો શું છે વગેરે જાણવું જોઇએ. એવો પ્રયત્ન શહેનશાહ અકબરના વખતમાં થયેલો હતો, અને તેથી તે વખતમાં આપણે બહુ જ સંપ અને હેતથી રહેતા હતા.

હિંદુ લોકોની ધાર્મિક માન્યતાઓ જુદી છે, મુસલમાનોની જુદી છે. મુસલમાન લોકોને મૂર્તિની પૂજા કરવી એ પાપ લાગે છે, હિંદુઓને ગાય મારવી એ પાપ લાગે છે. એ વાત સાચી છે, છતાં બન્ને ધર્મમાં ઇશ્વર વિષે ભક્તિ, પ્રાણીમાત્ર વિષે દયા, સચ્ચાઈ, ધીરજ અને સબૂરી વગેરે તત્ત્વો સરખાં જ છે. આપણે એક-બીજાનો વાંક કહાડી ઘણા દિવસ સુધી લડયા અને વખૂટા પડયા. નહિ તો પડોશ-ધર્મ પ્રમાણે એકબીજાને ઓળખતાં અને એકબીજા સાથે પ્રેમથી રહેતાં આપણને તેરસો વર્ષ ન લાગત.

એનો અર્થ એ નથી કે આપણે આજ સુધી હમેશાં લડતા જ આવ્યા છીએ. અનેક રીતે આપણે હળીમળીને પણ રહ્યા છીએ. બાબર હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો ત્યારે સાંગા રાણા અને ઇબ્રાહિમ લોદીનો ભાઇ મહમદશાહ મળીને તેની સામે લડયા હતા. અહમદશાહ અબદલી હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી આવ્યો ત્યારે દિલ્હીના બાદશાહ અને દક્ષિણના પેશ્વાઓ તેની સામે એક થયા હતા. અકબરના વખતમાં સંસ્કૃત ગ્રન્થોના ફારસીમાં અનુવાદ થયા હતા અને હિંદુ પંડિતો કુરાન પઢતા અને ફારસીમાં કવિતા રચતા. અબુલ ફજલ અને ફૈજી બન્ને ભાઇઓ સંસ્કૃતના વિદ્વાન પંડિત હતા. અકબરે બાણભટ્ટની કાદમ્બરી ઉપર ટીકા લખાવી હતી. શાહજહાનના દીકરા દારાએ ઉપનિષદોનો સાર ફારસીમાં આપ્યો છે. તૈમુર લંગના પૌત્રે હિંદુ જ્યોતિષનો અભ્યાસ કરેલો. જેમ અકબરે

ધર્મમાં સુધારો કરી બધાને રુચે એવો એક દીન-ઈ-ઇલાહી નામનો નવો સંપ્રદાય શરૂ કર્યો હતો તેમ હિંદુ ધર્મમાં પણ શીખ ધર્મ અને કબીર સંપ્રદાય ઉત્પન્ન થયા છે. હિંદુ અને મુસલમાન બન્ને કોમના ભક્તિપરાયણ માણસો આ પંથોમાં ભળી શકે છે.

આપણે લડચા તે ઘણે ભાગે સ્વાર્થથી, લોભથી અથવા અજ્ઞાનથી. ઝનુની લોકોએ તેને ધાર્મિક સ્વરૂપ કેટલીક વખતે આપ્યું, પણ જાતિ જાતિ વચ્ચે કાંઈ તેવું હાડવેર હતું જ નહિ. મુસલમાનો સામે લડનાર મરાઠા રાજા શિવાજી પણ પોતાના લશ્કરમાં પઠાણ લોકોને રાખતો અને લૂંટમાં કુરાને શરીફનું પુસ્તક હાથ આવે તો માન સાથે તે પાછું મોકલતો. મુસલમાની પીરોની તે માનતા પણ રાખતો. શિવાજીએ મુસલમાની ધર્મનો વિરોધ કર્યો નથી. તે તો હિંદુ લોકોને ધાર્મિક સ્વતંત્રતા મેળવવા પૂરતો અને અન્યાય દૂર કરવા પૂરતો જ લડચો છે. દક્ષિણમાં મુસલમાન રાજાની દિવાનગિરી હમેશાં હિંદુઓ જ કરતા આવ્યા છે. સને ૧૮૫૭માં જ્યારે અંગ્રેજ લોકોને હાંકી કહાડવાનો પ્રયત્ન થયો ત્યારે હિંદુ અને મુસલમાન બરાબર એક થયા હતા. એકબીજા સાથે લડી લડીને આપણે એકબીજાને સમજતા થઈ ગયા હતા અને દરેક જણને એનો પોતાનો ધર્મ ઠીક છે એ માન્યતા ઉપર આપણે આવ્યા હતા. હિંદુ લોકો મુસલમાની ધર્મમાંથી ખૂબ શીખ્યા અને મુસલમાનો ઉપર પણ હિંદુ વિચારોની અને રહેણીની ખૂબ અસર થઈ. ગામડાંમાં મુસલમાનો હિંદુ લોકોના દીવાળી વગેરે ઉત્સવોમાં ભાગ લે છે અને હિંદુઓ મહોરમ વગેરેમાં ભાગ લે છે.

પણ જુના કજીયા સમૂળગા પતી ગયા ન હતા, એટલામાં અંગ્રેજોની ભેદનીતિ, એટલે બે જણને લડાવી વચમાં પોતાનો સ્વાર્થ સાધવાની યુક્તિ, ચાલી. પહેલેથી જ દૂર દૂર રહેલા આપણે એકબીજા વિષે મનમાં શંકા લાવવા લાગ્યા. અંગ્રેજ લોકોની ઇતિહાસ લખવાની

ઢબ જ એવી છે કે જ્યાં પક્ષ ન હોય ત્યાં નવા પક્ષ ઉભા થાય. અંગ્રેજી કેળવણીને લીધે આપણે પોતપોતાના ધર્મ ભૂલી ગયા અને જુના ઐતિહાસિક ઝઘડાઓ ફરી જાગૃત કરી લડવા લાગ્યા.

કેટલાક લોકોએ ઝઘડાનું મૂળ ધર્મ છે, માટે ધર્મ જ કહાડી નાંખવો, પછી એકતા પોતાની મેળે થઈ જશે એવો ઉપાય સૂઝાડયો. પણ ધર્મ તજી દઇએ તો રહે શું? શુદ્ધ સ્વાર્થ અને સ્વચ્છંદ. સ્વાર્થથી માણસ કાયમને માટે એક થઈ શકતા જ નથી; એટલે અણવિશ્વાસ તો વધ્યો જ. આ રીતે હિંદુ–મુસલમાનનો સવાલ ઉભો થએલો છે.

રાષ્ટ્રીય મહાસભાએ આ બે કોમ વચ્ચે સમાધાન કરવાનો પહેલેથી જ પ્રયત્ન કર્યો છે. લખનૌમાં સને ૧૯૧૬ની મહાસભામાં આવું સમાધાન થઈ ગયું. આ સમાધાન કરવા માટે લોકમાન્ય તિલક મહારાજે ખૂબ મહેનત કરી હતી. તેઓ જાણતા હતા કે હિંદુ-મુસલમાનના ઐક્ય વિના સ્વરાજ્ય સંભવે જ નહિ; તેથી જ તેમણે હિંદુઓના હકનો કશો આગ્રહ રાખ્યા વિના લખનૌમાં સમાધાન કર્યું. તે વખતે તેમણે કહ્યું હતું કે મુસલમાન લોકોને આપણે જે ભાગ આપ્યો છે એથી વધારે તેઓ માગત તોપણ હું તેમને આપવા તૈયાર થાત. મુસલમાનો આપણા ઉપર જુલમ કરશે એવી મને બીક નથી, અને કરશે જ તો તેઓ આપણા ભાઈ છે, જોઈ લઇશું.

અંગ્રેજ લોકોએ હિંદુમુસલમાન વચ્ચે ભેદ પાડવાનો પ્રયત્ન કાંઈ ઓછો કર્યો નથી; પણ આખરે તેમની નીતિથી જ હિંદુમુસલમાનની એકતા દૃઢ થતી જાય છે. અંગ્રેજોએ હિંદુઓને દાબી દઈ મુસલમાનોને પણ દગો દીધો, તેથી હિંદુ મુસલમાન, બન્ને ઉપર ઝઝૂમતું આ મહાન સંકટ જોઈ એક થઈ ગયા છે. ખિલાફત વગર સ્વરાજ્ય નથી અને સ્વરાજ્ય વગર ખિલાફત નથી, એ તો હવે બન્ને સમજતા થઈ ગયા છે.

હિંદુઓની સંખ્યા મોટી છે, અને મુસલમાનોનાં સ્વતંત્ર રાજ્યો હિંદુસ્તાન બહાર હજીએ છે; એટલે બન્ને સરખી જ યોગ્યતાવાળા છે. બન્ને સંપથી ન રહે તો બન્નેનો નાશ થવાનો છે અને બન્ને જો ક્ષમાવૃત્તિથી અને પ્રેમથી એકબીજાનો વિશ્વાસ મેળવી શકે તો દુનિયામાં કોઈ પણ શક્તિ તેમનો નાશ કરે એમ નથી.

હિંદુમુસલમાનની એકતા એ જ સ્વરાજ્યનો પાયો છે. આ એકતામાં જે સદ્‌ગુણો આપણે કેળવીશું તેથી હિંદુસ્તાનની નાની મોટી બધી કોમો પણ નિર્ભય થઈ જશે. હિંદુસ્તાન ઈશ્વરે અનેક કોમોના એક કુટુંબ જેવું સરજેલું છે, માટે કુટુંબનો નિયમ લાગુ કરીને જ આપણે સ્વતંત્ર અને સુખી થઈ શકીશું.

હિંદુમુસલમાન એક થઈ જો બીજી કોમો ઉપર જુલમ ગુજારશે તો તેમની એકતા લૂંટારાના સંઘ જેવી થઈ જશે. લૂંટફાટ કરવા એક થયેલા ડાકુઓ લૂંટવા માટે જ્યારે બ્હારનો કોઈ માણસ ન મળે ત્યારે એકબીજાને જ લૂટે છે. આપણે તે રીતે વર્તીશું તો આપણું પણ તેમજ થવાનું. આપણે પોતે નિર્ભય થઈ બધાને અભયદાન આપવું જોઇએ. હિંદુસ્તાનમાં નિર્ભયતા હશે તો જ હિંદુસ્તાન ટકી શકશે.

---

# ગોરક્ષા

આપણા ખેડુતોની દશા બગડવામાં સરકાર અને શાહુકારના જુલમ ઉપરાંત દિવસે દિવસે બગડતી જતી આપણાં ઢોરની દશા એ પણ કારણભૂત છે. આપણી પ્રજાને માટે દૂધ અને ખેતીને માટે બેલ એ ગાયના રક્ષણથી બરાબર મળી શકે માટે ગોરક્ષાનો સવાલ બહુ જ મહત્ત્વનો છે. હિંદુસ્તાન મ્હોટે ભાગે નિરામિષ ખોરાક ખાનારૂં છે અને તેને મ્હોટામાં મ્હોટું પોષક તત્ત્વ દૂધમાંથી મળી રહે છે. અનેક કારણોથી દૂધ આપનારાં ઢોરની દશા દિવસે દિવસે બગડતી જતી હોવાથી આપણા દેશમાં દૂધ મળવાનો સવાલ બહુ કઠણ થતો જાય છે. ગરીબ માણસને ગામડાંમાં પણ દૂધ કે છાશ મળી શકતાં નથી અને શહેરોમાં તો સાધારણ સ્થિતિના માણસોને દૂધ મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. તેને લીધે પ્રજાનું કૌવત દિવસે દિવસે ઘટતું જાય છે, આયુષ્ય ટૂંકાં થતાં જાય છે અને બાળકોનું મરણપ્રમાણ પણ ચોંકાવી નાંખે એવું વધતું જાય છે.

આનું કારણ એક જ છે કે ગાયો તથા ભેંસોની દૂધ આપવાની શક્તિ દિવસે દિવસે ઘટતી જાય છે. તે એટલે સુધી કે ઝાઝાં ઢોર પાળવામાં જે ખર્ચ થાય તેનાથી દૂધ ઘીની આવક ઘણી ઓછી થાય એમ અર્થશાસ્ત્રીઓ કહે છે.

તેવું જ બેલનું પણ કેટલેક અંશે થઈ ગયું છે. હિંદુસ્તાનના બેલ દુનિયાના બીજા દેશોના બેલના પ્રમાણુમાં કામ ઓછું આપે છે. તેમના કામના પ્રમાણુમાં ખર્ચનું પ્રમાણુ કાંઇ ઓછું નથી આવતું. એટલે અત્યારે આ પ્રશ્ન બહુ મહત્ત્વનો થઇ પડેલો છે.

હિંદુઓ ગોરક્ષાને ધાર્મિક સવાલ માને છે, પરંતુ તેની ઉપયોગિતા જોતાં એ આપણા દેશનો મહાન આર્થિક પ્રશ્ન પણ છે અને તેથી હિંદુઓ ઉપરાંત મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે કોમને માટે પણ તે સવાલ ઉપયોગી છે.

પરંતુ ગોરક્ષાને આવડું ધાર્મિક રૂપ આપવા છતાં હાલના સમયમાં ગોરક્ષાના બે જ અર્થ જોવામાં આવે છે. એક તો બક્ર-ઇદ આદિ દિવસોમાં ગાયને આપણા ઇસ્લામી ભાઇઓના હાથમાંથી બચાવવી અને બીજો દુબળી ગાયોને માટે ગોશાળા બનાવવી.

ઇસ્લામી ભાઇઓ પાસેથી ગાયની રક્ષા કરવાપણું હવે રહ્યું નથી. હિંદુ-મુસલમાન એકતા દિવસે દિવસે એટલી દૃઢ થતી જાય છે કે હિંદુઓની લાગણી ખાતર તથા દેશનું હિત વિચારીને મુસલમાન ભાઇઓએ ગોવધ લગભગ બંધ કરી દીધો છે. ગોવધને કારણે હુલ્લડો થતાં તે દિવસો હવે ગયા છે અને મુસલમાન આગેવાનો જ ગોવધ બિલકુલ બંધ કરવાને પોતાની કોમને સમજાવી રહ્યા છે. હવે તો ગોરા સિપાહીઓને માટે ગોમાંસ સારૂ જે મ્હોટાં કતલખાનાં ચાલે છે ત્યાંથી ગોવધ અટકાવવાનું રહ્યું છે. અત્યારે તો સ્વરાજ્ય વિના તે અટકાવવાનું બની શકે તેવું દેખાતું નથી.

બીજા દેશોનાં ઢોરની ઓલાદ સુધારવા માટે ખાસ ખેતરો રાખી તે ઉપર ઢોર ઉછેરવામાં આવે છે. આપણે આપણી ગોશાળાઓની વ્યવસ્થા બદલીએ તો આ બાબતમાં ઘણું કરી શકાય એમ છે. ગોશાળાઓમાં આપણે માત્ર દુર્બળ ગાયોને જ નહિ પણ હૃષ્ટપુષ્ટ ગાય અને બળદને પણ રાખીએ. ગોશાળાઓ ખાતે જ્યાં પડતર

જમીન મળી શકે ત્યાં સેંકડો એકર જમીન રાખવામાં આવે. અને ત્યાં ઢોરની ઓલાદ સુધારવાનો પ્રયત્ન પણ થાય. ત્યાં રાખેલી ગાયોને સારી પેઠે ખવડાવવામાં આવે તો ખૂબ દૂધ મળી શકે અને બળદ તથા સાંઢ સારી સ્થિતિમાં રાખવામાં આવ્યા હોય તો તેમનો પણ ઉપયોગ લઈ શકાય. આમ દુનીયામાં ઘણાએ દુબળા માણસો હોય છે, છતાં કેટલાક વધારે મજુરી કરે છે તેથી જેમ પેલાં દુબળાંઓનું પણ પોષણ થઈ રહે છે તેમજ સારાં ઢોરોને રાખવાથી તેમની મારફત દુબળાં ઢોરના પોષણનું ખર્ચ પણ નીકળી રહે, શુદ્ધ દૂધ, ઘી વગેરે પૂરૂં પાડવાનો બંદોબસ્ત થઇ શકે, ઢોરની ઓલાદ સુધારવા અનેક પ્રકારના પ્રયોગો થઇ શકે, તે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાનું અને આ મ્હોટા પ્રશ્નનો નિર્ણય કરવાનું સ્થાન બની શકે. અને અત્યારે ગોશાળાઓને માટે મ્હોટાં ફંડો કરવાં પડે છે તેને બદલે આવી ગોશાળાઓ તો પુરેપુરી આર્થિક સ્વતંત્રતા ભોગવે.

અત્યારની ગોશાળાઓમાં તો ગમે તેમ કરી ગાયોને જીવાડવી એ જ ઉદ્દેશ હોય છે. ગોશાળાના ગજા ઉપરાંતની ગાયો તેમાં રાખવામાં આવે છે અને પછી બધી ગાયોને સારૂં ખાવાનું આપી શકાતું નથી તેમ તેની પુરતી સંભાળ પણ રાખી શકાતી નથી, એટલે કેટલીક વાર તો ગોશાળામાં ગાયો કેવળ રીબાય જ છે. આ કાંઈ દયા નથી અને ગાયો માત્ર જીવે તેમાં કાંઇ ગોરક્ષા નથી.

આ તો અત્યારે આ દિશામાં જે પ્રવૃત્તિ ચાલે છે તે પુરતો વિચાર થયો. પણ ગોરક્ષાની બાબતમાં આવી સંસ્થાથી સ્વતંત્ર રીતે પણ ઘણું કરવાની જરૂર છે.

ઢોરની દશા બગડવામાં મુખ્ય કારણ એ બન્યું છે કે દિવસે દિવસે ગોચર માટે જમીન ઓછી ને ઓછી થતી જાય છે. ગામ પાસે પહેલાં જેટલી ગોચર સારૂ પડતર જમીન રાખવામાં આવતી નથી. મ્હોટાં બીડો જેનો ગોચર માટે ઉપયોગ થતો તે સરકાર હવે ખરથી આપી દેવા લાગી છે અને ખેતીના ધંધામાં વેપારીઓ પડતે

કરીને તેમાં પણ નફાખોરી દાખલ થઈ છે. જંગલના કાયદા જ્યાં ત્યાં લાગુ કરવામાં આવતા હોવાથી ત્યાં ઢોર ચરાવી શકાતાં નથી. રેલ્વે સડકની બે બાજુએ રેલ્વેની હદમાં એકરોના એકરો જમીન નાહક પડી રહે છે એ પણ એક મ્હોટું નુકસાન છે જ. આ બધાં કારણોથી ઢોરને ચારા માટે બહુ જ તાણ પડે છે અને તેથી તે ભૂખે મરતી દશામાં રહે છે.

કપાસ પીલવાને માટે જીનો તથા તેલ કહાડવાને માટે મીલો થતે કરીને કપાસીઆ તથા ખોળનો ખોરાક ઢોરને પહેલાંના જેટલો છુટે હાથે આપણા ખેડુતો આપી શકતા નથી.

ગુજરાતમાં અને તેમાંય ખાસ કરીને ખેડા જીલ્લામાં તો ડેરીઓએ ડાટ વાળ્યો છે. લોકો ડેરીઓમાં દૂધ વેચી નાખતા હોવાથી ઘેરથી દૂઝણાં કહાડી નાખે છે. ખેડુતને ઘી વેચાતું લાવીને ખાવાનું હોય એટલે સ્વાભાવિક રીતે જ કસર કરે. દૂઝણું હોય ત્યારે ઘી મળવા ઉપરાંત છાશ પણ ખાવાની મળે. હમણાં તો છાંટો દૂધ કે છાશ ખાવા ખેડુતોનાં બાળકોને મળતું નથી. જરાક લાંબી નજરે વિચાર કરીએ તો જણાશે કે પુરતા ખોરાક વગર કમતાકાત થયેલા આપણા ખેડુતો ખેતીમાં પણ શી બરકત લાવી શકવાના? આ ઉપરાંત વધારે પ્રમાણમાં દૂધ લેવાના લોભથી લોકો જેથી દૂધ ઘટ્ટ થાય એવો કપાસીઆ વગેરે ખોરાક ઢોરને નથી ખવડાવતા. આથી કરીને પાતળું દૂધ થોડા વર્ષ સુધી વધારે મળે છે પણ ઢોર વહેલું ઉંચું જાય છે અને તેથી સરવાળે નુકસાન થાય છે

આ સિવાય આપણે ઢોર પ્રત્યે જે વર્તન રાખીએ છીએ તેમાં પણ ભારે ફેરફાર કરવાની જરૂર છે. બળદ હાંકવાને માટે લોઢાની અણીવાળા પરોણા વાપરવા એ ગાયમાતાના પુત્ર ઉપર જુલમ જ છે. ભૂતદયા આપણને શીખવે છે કે ઢોરને આટલું ખવડાવ્યું અને તેણે આટલા પૈસાનું કામ આપ્યું એવી ગણત્રી આપણે નથી કરી શકતા.

એવી ગણુત્રી કરવી હોય તોપણુ તે ટુંકી નજરની ગણુત્રી ન હોવી જોઇએ. ઢોર ખાઇપીને હૃષ્ટપુષ્ટ રહેશે તો જરૂર કામ વધારે આપશે. તેની સંતતિ પણુ સારી થશે અને સરવાળે લાભ જ થશે. પરંતુ ઢોરની પ્રત્યે આપણી મમતા બંધાય, તેના પ્રત્યે માયાળુ વર્તન આપણે રાખીએ એટલે આવી ગણુત્રીની જરૂર જ રહેતી નથી.

માટે બધી રીતે જોતાં આપણાં ઢોર સુધારવા તરફ એટલે કે ગોરક્ષાના સવાલ તરફ આપણે ખાસ લક્ષ આપવાની જરૂર છે. આપણે ગોરક્ષા બરાબર કરીશું તો આપણી પ્રજામાં કૌવત આવશે, આપણી ખેતી સારી થશે અને ગાયમાતાનો આશીર્વાદ મળશે.



## ગ્રામપંચાયત

કોઈપણ રાજ્યમાં પ્રજાના હિતને સારુ આટલાં કામ તો થવાં જ જોઇએ:

૧. પરદેશીના હુમલાથી પ્રજાનું રક્ષણ કરવું.

૨. પ્રજાના એકેએક માણસના જાનમાલની સલામતી માટે બંદોબસ્ત રાખવો; એટલે કે પ્રજામાંથી કોઈ કોઇને મારી ન શકે અથવા કોઈ કોઇનો માલ ઉપાડી ન જાય એની સંભાળ રાખવી.

૩. વ્યાપારને અંગે અથવા બીજી કોઇ બાબતમાં રૈયતમાં એકબીજા વચ્ચે તકરાર પડે તેનો ન્યાય કરવો.

૪. પ્રજાનાં બાળકોને કેળવણી આપવી.

૫. જનસુખાકારી માટે વ્યવસ્થા કરવી; એટલે કે લોકની સગવડને માટે રસ્તા બાંધવા તથા તે સારી સ્થિતિમાં રાખવા, ખેતીના ઉપયોગ માટે નહેરો ખોદાવવી, લોકોને ચોખ્ખું પાણી પીવાનું તથા વાપરવાનું મળે તેનો બંદોબસ્ત કરવો, પ્રજાનું આરોગ્ય જળવાઈ રહે તે માટે સ્વચ્છતા રાખવી, રોગો ઉત્પન્ન થવા ન પામે તેવા ઇલાજો લઇ રાખવા અને તે છતાં કદાચ રોગ ઉત્પન્ન થાય તો તેથી બચવા માટે દવાખાનાં વગેરે બંધાવવાં અને મ્હોટાં શહેરો તથા પ્રખ્યાત અને પવિત્ર સ્થળો, જ્યાં ઘણા લોકની આવજા હોય; ત્યાં પ્રવાસીઓને રહેવા માટે ધર્મશાળાઓ અથવા મુસાફરખાનાં રાખવાં.

અંગ્રેજી અમલ આપણા દેશમાં શરૂ થયો તે પહેલાં ઉપર ગણાવ્યાં તેમાંથી ઘણાં ઓછાં કામ રાજ્યને કરવાં પડતાં. રાજ્ય તરફથી પરદેશીના હુમલા સામે તથા અંદરથી કોઈ બંડ કરે તેની સામે પ્રજાનું રક્ષણ કરવા લશ્કર રહેતું અને રાજ્યમાં જરૂરનાં સ્થળોએ કિલ્લા બાંધી તેનાં મથકો રાખવામાં આવતાં તથા પ્રજાની સગવડ માટે રાજ્યનાં મુખ્ય મુખ્ય શહેરો તથા ઉપયોગી સ્થળોને જોડનારા ધોરી રસ્તાઓ રાજ્ય તરફથી બાંધવામાં આવતા, તથા તે રસ્તે જતા આવતા લોકો અને ચાલતા વેપારની સલામતી માટે પણ યોગ્ય બંદોબસ્ત રાખવામાં આવતો. આ સિવાયનું ઘણું કામ દરેક ગામ અથવા શહેર પોતપોતાનું કરી લેતું.

દરેક ગામમાં તે ગામની વ્યવસ્થા ગામનો એક પ્રતિષ્ઠિત જમીનદાર કરતો. તેને પટેલ અથવા મુખી કહેતા. તે ગામમાં કાંઇ ગુન્હા બને તેની તપાસ કરતો અને ગુન્હેગારને ગામના વડિલ અને ડાહ્યા માણસોના પંચ સમક્ષ ન્યાય માટે રજુ કરતો. ગામની ચોકી કરવાની ફરજ પણ તેના ઉપર રહેતી અને તેમાં તેને મદદ કરવા માટે ગામના વિસ્તાર પ્રમાણે ચાર, છ, આઠ અથવા વધારે ચોકીદાર રાખવામાં આવતા.

ગામના દરેક ખેડુતનાં પોતપોતાની ખાનગી માલકીનાં ખેતરો હોય તે ઉપરાંત કેટલાંક ખેતરો ગામ ખાતે રાખવામાં આવતાં. તેમાં ગામનાં ઢોર ચરતાં, તથા માટી વગેરે લેવા માટે તેનો ઉપયોગ થતો. ગામના બધા ખેડુતોનાં ખેતરોની નોંધ રાખવામાં આવતી. દરેક ખેડુત પાસે કેટલી જમીન છે, જમીન ક્યા ક્યા પ્રકારના વાવેતર માટે લાયકની છે, તેમાં ક્યા ક્યા પાક ઉગાડવામાં આવે છે અને દર વર્ષે તેમાંથી કેટલું ઉત્પન્ન થાય છે આ બધાંની નોંધ એક પત્રકમાં રાખવામાં આવતી. આ પત્રક રાખનારને તલાટી અથવા કુળકણી કહેતાં. ગામમાં મુખ્યત્વે તો ખેડુત લોકની વસ્તી હોય, પણ તેમને

બીજા માણસોની મદદની તો જરૂર પડે જ. તે માટે દરેક ગામમાં જોષી, હજામ, ભટ, ધોબી, મોચી, કુંભાર, સુતાર, લુહાર, ભંગી વગેરેને ખાસ બોલાવીને વસાવવામાં આવતા. જોષી સારાનરસા પ્રસંગનાં મુહૂર્ત જોઈ આપે. ભટ ધાર્મિક ક્રિયાઓ કરાવે તથા ગામનાં છોકરાંને ભણાવે. હજામ ગામના લોકની હજામત કરે, ચોરનું પગલું શોધવા કે એવા કાંઈ કામે ચોકીદાર સાથે રાતવરત જવાનું હોય તો મશાલ લઇને જાય, ગામમાં કાંઇ લગ્નપ્રસંગ હોય ત્યારે પણ રાતે મશાલ લઇને આવે. ધોબી લોકોનાં કપડાં ધુએ, મોચી કોસ સીવી આપે, કુંભાર માટીનાં વાસણ ઘડી આપે, સુતાર હળ કરી આપે, લુહાર કોશ વગેરે લોઢાનો સામાન કરી આપે, અને ભંગી ગામની સ્વચ્છતા રાખે. આ બદલ ગામની જમીનમાંથી દરેકને ખેડી ખાવા સારૂ થોડી થોડી જમીન મળતી. ચોકીદાર તથા તલાટીને પણ જમીન મળતી. આને વતન કહેતા અને તે ઉપરાંત ખેડુતો ખેતરમાંથી વાઢી લાવીને અનાજ ખળામાં નાંખે ત્યારે તેમાંથી કાંઇક કાંઇક આપવામાં આવતું. વળી પુત્રજન્મના, લગ્નના કે એવા બીજા ખુશાલીના પ્રસંગ હોય ત્યારે તેમને બક્ષિસ પણ મળતી.

આ ઉપરાંત ગામના મંદિરના નિભાવ માટે પણ જમીન અલગ કહાડવામાં આવતી અને તેની વ્યવસ્થા મંદિરનો પૂજારી કરતો. આ પૂજારી કાંઇક ભણેલો હોય તો તે પણ ગામનાં છોકરાંને ભણાવતો. ગામ પર લૂંટારા કે ધાડપાડુ આવે તો તો આખું ગામ જ પોતાનું રક્ષણ કરવા તત્પર રહેતું. ગામમાં કોઇ ઉદાર ગૃહસ્થ હોય તે ગામમાં કૂવા, વાવ કે ધર્મશાળા બંધાવે; અથવા ગામલોક ઉઘરાણું કરીને પણ આવાં સાર્વજનિક ઉપયોગનાં કામ કરાવી લેતા. તેનું સમારકામ ગામાત ઉપજમાંથી થતું.

ગામના દરેક કુટુંબનાં મુખ્ય મુખ્ય માણસોનું મંડળ ગામનું મહાજન ગણાતું અને તેનું કામકાજ ગામના ખાસ આબરૂદાર અને

વયોવૃદ્ધ માણસો કરતા. ગામના લોકમાં કોઈ વચ્ચે કાંઈ તકરાર પડે તો તેનો ન્યાય મહાજન એકઠું મળીને કરતું.

આ રીતે સમાજની બધી જરૂરીયાતો માટે દરેક ગામ લગભગ સ્વયંપૂર્ણ રહેતું. પરદેશી રાજાના હુમલાથી રક્ષણ મેળવવા પુરતો રાજ્ય સાથે તેમનો સંબંધ રહેતો અને લશ્કરના ખર્ચ માટે રાજ્યને ગામ તરફથી કર આપવામાં આવતો. આ કરની રકમ ઘણુંખરૂં આખા ગામના મહાજન સાથે રાજ્યના અમલદારો નક્કી કરી લેતા અને રાજ્યને દરેક ખેડુત પાસેથી ઉઘરાવવાની ચિંતા રહેતી નહિ. રાજ્યને ભરવાના વાર્ષિક કરની રકમ ગામનું મહાજન એકઠું મળીને દરેક ખેડુતને જે પ્રમાણે પાડ્યું હોય તે પ્રમાણમાં તેની પાસેથી વસુલ કરી લેતું. દરેક ગામ પોતાની વ્યવસ્થા પોતાની મેળે કરી લે એવી આ પદ્ધતિને ગ્રામ-પંચાયત કહેતા. દેશમાં મ્હોટી રાજ્યક્રાન્તિ થાય, એક રાજ્યસત્તાનો નાશ થઈ તેની જગાએ બીજી રાજ્યસત્તા સ્થપાય તોપણ આ ગ્રામ-પંચાયતની વ્યવસ્થામાં કાંઈ વિઘ્ન પડતું નહિ. હિંદુસ્તાનમાં અનેક વિગ્રહો થયા છે, અનેક રાજ્યો બદલાયાં છે, પણ આ ગ્રામપંચાયતની પદ્ધતિ એટલી જુની છે કે એની શરૂઆત ક્યારે થઇ એ પણ નક્કી કરી શકાતું નથી. તે બહુ જુના કાળથી અંગ્રેજી રાજ્યનો અમલ સ્થપાયો ત્યાં સુધી ચાલતી આવી હતી.

અંગ્રેજ લોકનું રાજ્ય સ્થપાયું ત્યારે દેશમાં ન્હાનાંન્હાનાં રાજ્યો પડી ગયેલાં હતાં અને તેમનામાં અંદર અંદર કજીઆટંટા પણ બહુ ચાલતા. કોઈ સ્થિર સત્તાના અભાવે રાજ્યમાં અંધાધુંધી બહુ હતી અને તેથી લોકો પણ કંટાળી ગયા હતા. અંગ્રેજ લોકોએ આ અંધાધુંધીમાંથી શાન્ત સ્થાપી એની કોઇ ના પાડતું નથી; પણ તેણે બધી સત્તા એકહત્થુ કરી નાંખી. ગ્રામપંચાયતનું રહસ્ય અને ખૂબી જ એ પરદેશી લોકો હજી સમજી શક્યા નથી. તેમણે તેમના અજ્ઞાનમાં દુનિયાની આ એક ભારેમાં ભારે હિતકારી સંસ્થાનો નાશ કરી નાંખ્યો.

અત્યારે પણ તમે ગામડામાં પટેલ અને તલાટી જોશો; પણ તલાટી હવે લોકોનો નોકર નથી, તે તો સરકારનો નીમેલો નોકર હોય છે. પટેલ પણ પોતાને લોકોનો આગેવાન નહિ, પણ સરકારી નોકર સમજે છે; છતાં પટેલ હજી કેટલેક દરજ્જે પ્રજાનો માણસ છે ખરો, અને તેટલે દરજ્જે તેનું ગામમાં માન પણ હોય છે. ગામના કજીઆ પતાવવાની મહાજનની સત્તા પડી ભાગી છે. લોકોને એમ થઇ ગયું છે કે પોતાના જાણીતા માણસો મફત ન્યાય કરે તેના કરતાં ન્યાય માટે પૈસા આપવા પડે અને તે અજાણ્યા માણસને હાથે થાય તે સારૂં, પણ સરકારી અદાલતમાં કેવો ન્યાય મળે છે તે તો ત્યાં ગયેલા જ કહી શકે.

હવે આંખ ઉઘડી છે એટલે આ મહાજન પાસે ન્યાય કરાવવાની પદ્ધતિ ફરી દાખલ કરવી આપણા હાથની વાત છે. આપણામાં ‘પંચ ત્યાં પરમેશ્વર’ એવી કહેવત ચાલે છે તે આપણાં પંચો અસલ કેવો સરસ ન્યાય કરતાં હશે તે બતાવે છે. પંચના ન્યાય વિષે અત્યારે સારૂં નથી કહેવાતું, પણ તે આળ સ્વરાજ્ય માટે તૈયાર થયેલી પ્રજા કદી પોતામાં રહેવા દે જ નહિ. શુદ્ધ ન્યાય કરી શકવા જેટલું પણ પંચ ન્યાયી ન થાય તો સ્વરાજ્ય કેમ મળે?

માટે આપણે સ્વરાજ્યની સ્થાપના કરવા માટે પ્રથમ આપણી જુની ગ્રામપંચાયતની સ્થાપના કરવી પડશે. દરેક ગામે પોતાનો ન્યાય પોતાના પંચ મારફતે જ કરાવવો જોઇશે. દરેક ગામે પોતાનાં બાળકોની કેળવણીની વ્યવસ્થા પોતાની મેળે જ કરી લેવી જોઇશે. દરેક ગામે પોતાની સ્વચ્છતાનો બંદોબસ્ત પોતે જ કરી લેવો જોઇશે. દરેક ગામે ચોર, લૂંટારા સામે પોતાનું રક્ષણ કરવાનું બળ મેળવી જ લેવું પડશે. દરેક ગામે પોતાને જોઇતું અનાજ પોતાના ગામમાં સંઘરી રાખવું જ જોઇશે. દરેક ગામે પોતાનું કાપડ પોતાના ગામમાં જ બનાવી લેવું પડશે. આટલું થાય એટલે આપણે સ્વરાજ્યનો પાયો માંડયો કહેવાય.

---

# મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડ

અંગ્રેજ સરકારે પોતાની રાજ્યસત્તા આ દેશમાં સ્થાપીને જુની ગ્રામપંચાયત તોડી પાડી, પણ તેમને પોતાને જ આખા દેશની બધી બાબતની વ્યવસ્થા કરવી કઠણ લાગી અને કેટલીક બાબતોમાં તો દેશીઓની મદદ લેવાની જરૂર પડી જ. તેવામાં લૉર્ડ રિપન નામના એક ઉદાર દિલના વાઇસરૉયે ઈંગ્લંડમાં જેવું પ્રતિનિધિરાજ્ય છે તે પદ્ધતિનું પ્રતિનિધિરાજ્ય ચલાવવાની લોકોને તાલીમ મળે એ આશયથી, શહેરોને પોતાની કેટલીક વ્યવસ્થા પોતે જ કરી લેવાનું એક કાયદો કરાવીને સોંપ્યું.

ગયાં પ્રકરણમાં સમાજના હિતને માટે રાષ્ટ્રે કરવાનાં જે કામો ગણાવી ગયા તેમાંથી દરેક શહેરને પોતાની શેરીઓ સ્વચ્છ રાખવાનું, પોતાનાં જાજરૂ સાફ કરવાનું, શેરીઓમાં રાત્રે અજવાળા માટે દીવાબત્તી કરવાનું, શહેરના લોકોને પીવાના પાણીની સગવડ કરવાનું, પાણી ઢળે તેથી બગાડ ન થાય એવી રીતે તેની વ્યવસ્થા કરવાનું, શહેરના આરોગ્ય માટે રોગને અટકાવનારા ઉપાયો લેવાનું તથા રોગ મટાડવા દવાખાનાં સ્થાપવાનું અને શહેરનાં બાળકોની પ્રાથમિક કેળવણી માટે બંદોબસ્ત કરવાનું, એટલાં કામ તે કાયદાથી સોંપાયાં. શહેરનું આ કામ કરી લેનારું ખાતું તે મ્યુનિસિપાલિટી.

આ બધું કામ મ્યુનિસિપાલિટી કરી શકે તેટલા માટે તેના હુકમ નહિ માનનારને દંડ વગેરે કરવાની તેને કેટલીક સત્તા આપી તથા આ કામો કરવા માટે ખર્ચ થાય તે રકમ ઉઘરાવી લેવા તેને કેટલાક કર નાંખવાની પણ સત્તા આપી. મ્યુનિસિપાલિટીના ખર્ચનો અમુક હિસ્સો સરકાર તરફથી એટલે રાજ્યની મુખ્ય તિજોરીમાંથી મદદરૂપે આપવો એમ ઠરાવ્યું.

આ મ્યુનિસિપાલિટીનો વહીવટ પ્રતિનિધિરાજ્યપદ્ધતિ ઉપર ચલાવવો એવો ઉદ્દેશ આ કાયદાનો હતો ખરો, પણ હિંદુસ્તાનના લોકો પ્રતિનિધિરાજ્યપદ્ધતિ માટે લાયક ન ગણાય, શહેરના લોકો પોતાનો વેપાર-રોજગાર અથવા ધંધો ભલે સારી રીતે કરી શકે, પણ આવા જાહેર વહીવટી ખાતાનો તેમને અનુભવ નહિ અને એવાં કામ કરવાની કુશળતા પણ નહિ, એટલે તેમને આવાં કામના અનુભવી અમલદારોની મદદની સરકારે જરૂર ગણી; તથા શહેરોને કાંઇક સત્તા ભલે અપાય, પણ પોતાનો અંકુશ સાવ છોડી દેવો એ તો ડહાપણભરેલું નહિ એમ ધારી આ મ્યુનિસિપાલિટીઓનું બંધારણ એવું ઠરાવ્યું કે તેમાં શહેરના પ્રતિનિધિઓ સાથે સરકારના નીમેલા તથા અમલદાર તરીકે પોતાના હોદ્દાની રૂઇએ આવનારા સભાસદો પણ હોય. આખી મ્યુનિસિપાલિટીનો વહીવટ એક સભા (કાઉન્સિલ) કરે, તે સભામાં કેટલાક સભ્યો લોકોએ પસંદ કરેલા હોય અને કેટલાક સરકારે નીમેલા હોય. સરકાર જે સભ્યો નીમે તેમાં જીલ્લાના કેટલાક અમલદારોને પણ તેણે નીમવા જોઇએ એવો નિયમ રાખ્યો.

સભ્યોની ચુંટણી કરવા માટે દરેક શહેરના અમુક વિભાગ પાડી નાંખ્યા અને તે દરેક વિભાગ તરફથી વિભાગની વસ્તી પ્રમાણે એક, બે અથવા ત્રણ પ્રતિનિધિઓ મ્યુનિસિપાલિટીમાં જાય. વાર્ષિક અમુક કર ભરતો હોય અથવા કેળવણીને લીધે અમુક લાયકાતવાળો હોય એવા માણસને મત આપવાનો અધિકાર હોય છે. મ્યુનિસિપાલિટીની

ચુંટણી થવાની હોય તે પહેલાં આવા મતદારોની યાદી તૈયાર થઇને બહાર પડે છે અને મ્યુનિસિપાલિટીના સભ્ય થવા ઇચ્છનારાઓ પોતાને મત આપવાનું વીનવતા મતદારો ઘેર ઘેર ફરે છે ને મતદારો ઉપર લાગવગ લગાડી શકાય તેટલી લગાડે છે. મતદારે ખરી રીતે તો લાયક માણસને જ પોતાનો મત આપવો જોઇએ, પણ આવી બાબતમાં બીનકેળવાયલા મતદારો લાયકાત કરતાં ઓળખાણ, લાગવગ વગેરે બાબત જ મત આપવાનો નિર્ણય કરવામાં વધારે ધ્યાનમાં લેતા. તે જ પ્રમાણે મ્યુનિસિપાલિટીમાં જવા ઇચ્છનાર સભ્યો ત્યાં જે ફરજો બજાવવાની હોય તેનો ખ્યાલ રાખવાને બદલે માત્ર પોતાની ઇજ્જત વધશે એવો ખ્યાલ મનમાં ઘણે ભાગે રાખતા. ચુંટણીને દિવસે શહેર આખામાં ધમાલ જ ધમાલ દેખાય. ચુંટાવા ઇચ્છતા ઉમેદવારોએ મતદારોને બોલાવવા ભાડાની ગાડીઓ રાખી હોય, લાગતા વળગતા માણસોને એકઠા કર્યા હોય અને મતદારોની ખેંચતાણ ચાલી રહી હોય. આવી ચુંટણીઓમાં મતદારને લાંચ આપવાની તથા મિજબાનીઓ આપવાની યુરોપની પદ્ધતિ પણ આસ્તે આસ્તે આપણા દેશમાં દાખલ થઇ ગઇ હતી. પરંતુ અત્યારે ચોમેર દેશમાં જે જાગૃતિ આવી ગઇ છે તેની અસર મ્યુનિસિપાલિટીની ચુંટણીઓ ઉપર પણ પડી છે અને છેલ્લી બે ચુંટણીઓથી લાગવગ કરતાં લાયકાત મતદારોએ વિશેષ જોવા માંડી છે. મ્યુનિસિપાલિટીની શોભાની ખાતર નહિ પણ કામ કરવાની ઇચ્છાથી જ પ્રતિનિધિઓએ જવા માંડયું છે. મ્યુનિસિપાલિટીની ચુંટણીઓ ઘણુંખરૂં દર ત્રણ વર્ષે થાય છે.

પણ બધી મ્યુનિસિપાલિટીઓને સરખા હક નથી. મ્હોટા શહેરોમાં જાહેર વહિવટના કામના સમજદાર માણસો વધારે હોય એમ માનીને સરકારી અમલદારોની મદદની જરૂર ઓછી ગણી લોકો તરફથી ચુંટાએલા સભ્યોની સંખ્યા મ્હોટી રાખી હોય છે. ન્હાનાં શહેરોમાં તે સંખ્યા ન્હાની હોય છે. શરૂઆતમાં મ્હોટાં અને ન્હાનાં બન્ને પ્રકારનાં શહેરમાં લોકપ્રતિનિધિઓની સંખ્યા ઓછી રહેતી અને

વધુ હોય તોપણ તેઓ સરકારી અમલદારોની શેહમાં દબાઈ જઈ કાંઇ કરી શકતા નહિ, એટલે મ્યુનિસિપાલિટીઓ સરકારી ખાતાં જેવી ચાલતી. પણ છેલ્લા સુધારાથી મ્યુનિસિપાલિટીના હકમાં ઘણો વધારો થઈ ગયો છે. હવે ચુંટાયલા સભ્યો કુલ સંખ્યાના અર્ધા કરતાં ઓછા નહિ અને પોણા કરતાં વધારે નહિ એટલા હોય છે. મતદારોની સંખ્યા પહેલાં ઘણી ન્હાની હતી તે સંખ્યા વધારવાની ગોઠવણ હવે થઇ છે. મ્યુનિસિપાલિટીના પ્રમુખો પણ બનતાં સુધી બિનસરકારી તથા મ્યુનિસિપાલિટીના સભ્યોએ ચુંટેલા રાખવા એવો ઠરાવ થયો છે.

આ ઉપરાંત મ્યુનિસિપાલિટીઓને બીજા પણ ઘણા હક મળ્યા છે. છતાં 'લોકહિત જાળવવા માટે' એક અધિકાર તો સરકારે પોતાના હાથમાં રાખ્યો જ છે. મ્યુનિસિપાલિટીના સભ્યો જે ઠરાવ પસાર કરે તે ઇલાકાની સરકાર અથવા તો જીલ્લાના કલેકટર કે કમિશનરને નામંજુર કરવાની સત્તા છે. અમુક કામ મ્યુનિસિપાલિટી ન કરે તો તે કરાવવાની પણ ઉપર જણાવેલા અધિકારીઓને સત્તા છે; અને મ્યુનિસિપાલિટીના સભ્યો બરાબર વહીવટ ન ચલાવે તો તે મ્યુનિસિપાલિટીને 'સસ્પેન્ડ' કરી, તેના સભ્યોને કહાડી મુકી, ફરી ચુંટણી કરાવવાની અથવા તો પોતે નીમેલા સભ્યો દ્વારા મ્યુનિસિપાલિટીનું કામ ચલાવવાની પણ સત્તા છે.

સરકારે આ સત્તા પોતાની પાસે રાખી છે. લોકહિતને સારૂ, પણ તેનો કેવો દુરુપયોગ થઈ શકે છે તે આપણે અમદાવાદ, સુરત અને નડીયાદની મ્યુનિસિપાલિટીઓના સંબંધમાં હમણાં બનેલા કિસ્સા ઉપરથી જોઈ શકીએ છીએ. અસહકારની પ્રવૃત્તિ ઉપડયા પછી આ ત્રણે મ્યુનિસિપાલિટીઓને લાગ્યું કે આપણી શાળાઓ માટે સરકારની મદદ લઇએ છીએ તે ન લેવી તથા સરકારની દેખરેખ અને અંકુશ શાળાઓ ઉપર રહે છે તે પણ કહાડી નાખવા. મદદ ન આપવી પડે તેનું સરકારને કાંઇ દુઃખ ન હતું, પણ પોતાનો અંકુશ તે છોડવા

આગતી ન હતી તેથી સરકારે મ્યુનિસિપલ શાળાઓનાં મકાનોનો કબજો લઇ લીધો અને પોતાની શાળાઓ કહાડી. પણ તેમાં તેનું કંઇ વળ્યું નહિ. સરકારી શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા નહિ જેવી રહી અને અસહકારી શાળામાં વિદ્યાર્થીઓ ઉભરાયા. આ સરકારથી સહન ન થયું તેથી તેણે સુરત અને અમદાવાદની મ્યુનિસિપાલિટીઓને 'સસ્પેન્ડ' કરી. અત્યારે સરકારે નીમેલી સભા તેનું કામ કરે છે.

આ બધી થઈ શહેરની વાત. ગામડાંઓમાં સ્થાનિક વહીવટ માટે જુદી રીતે બંદોબસ્ત કરેલો છે. દરેક ગામની મ્યુનિસિપાલિટી તો હોઈ શકે નહિ, એટલા માટે એક તાલુકાનાં બધાં ગામોની વ્યવસ્થા માટે એક મંડળ રાખવામાં આવે છે. તેને તાલુકા લોકલ બોર્ડ, એટલે તાલુકાનું સ્થાનિક મંડળ કહે છે. ગામના રસ્તા, તળાવ, કૂવા મુસાફરખાનાં, ધર્મશાળા, નિશાળ તથા તેનાં મકાન અને રખડતાં ઢોર પૂરવાના ડબા વગેરે કામ તે સંભાળે છે. આખા જીલ્લાના વહીવટ માટે ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડ અથવા જીલ્લા સ્થાનિક મંડળ હોય છે. તે આખા જીલ્લાનાં તાલુકા લોકલ બોર્ડો ઉપર દેખરેખ રાખે છે. વળી ગામ જો જરા મ્હોટું હોય તો ત્યાં 'સેનિટરિ બોર્ડ'—આરોગ્ય મંડળ હોય છે. તે ગામના ઉકરડા સંભાળે, કૂવા તથા તેનાં થાળાં ચોખ્ખાં રખાવે, સ્મશાનની જગ્યા નક્કી કરે તથા ગામના રસ્તા ઉપર ગંદકી ન થવા દે અને રોજ તે ઉપર ઝાડુ ફેરવાવે; કોઇક ગામમાં દીવા કરવાનું કામ પણ કરે. આરોગ્ય મંડળના ખર્ચ માટે ગામમાં ઘર દીઠ વાર્ષિક બે આનાથી માંડીને એક રૂપીઆ સુધીનો આરોગ્ય ખાતાનો વેરો નાખે છે, તે ઉપરાંત સરકાર તરફની મદદ મળે છે.

લોકલ બોર્ડના નિભાવ અર્થે જમીન મ્હેસુલના દર રૂપીએ એક આનાનો વેરો ઉઘરાવવામાં આવે છે. તેમાંથી ⅓ કેળવણી માટે વપરાય છે અને ⅔ બીજાં કામોમાં વપરાય છે. પણ આટલી રકમ બધા ખર્ચ માટે પૂરતી થઇ ન રહે તેથી સરકાર પોતાની તિજોરીમાંથી તેમને મદદ આપે છે. પહેલાં એક આના વેરામાંથી લોકલ બોર્ડની જે

આવક થાય તેના ૨૫ ટકા મદદ સરકાર તરફથી મળતી, પણ ગામડાંની કેળવણી અને આરોગ્યની સ્થિતિ સારા પાયા ઉપર આવે એટલા સારૂ હમણાં વધારે મદદ આપવાનું નક્કી થયું છે.

આ લોકલ બોર્ડ એટલે સ્થાનિક મંડળનું બંધારણ આવું હોય છે. દરેક તાલુકાના તેની વસ્તી અને વિસ્તારના પ્રમાણમાં વિભાગ પાડી નાંખ્યા છે અને દરેક વિભાગ દીઠ એક એક પ્રતિનિધિ લોક તરફથી ચુંટાય છે. તે ઉપરાંત કેટલાક સભ્યો સરકારે નીમેલા હોય છે. તાલુકા લોકલ બોર્ડનો પ્રમુખ તો સરકારી અમલદાર જ હોય છે. ડિસ્ટ્રિકટ લોકલ બોર્ડનો પ્રમુખ હમણાં સુધી કલેકટર જ રહેતો. અમુક જીલ્લાઓમાં આ ધોરણ બદલીને બીનસરકારી સભ્યોમાંથી એક જણને સરકાર નીમે એવી જાતનું ધોરણ અમલમાં આવવાનું છે.

છતાં આ મંડળોમાં સરકારી અમલદારોનું ચલણ એટલું બધું છે કે સરકારી ખાતાં જેવી જ આ મંડળોની સ્થિતિ છે.

આ મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડો સરકારે આપણા લોકને પ્રતિનિધિરાજ્યની તાલીમ આપવાના આશયથી સ્થાપ્યાં છે. અને જ્યારે તે સ્થપાયાં ત્યારે લોકોએ અંગ્રેજ અમલદારોની ઉદારતા ઉપર ફિદા થઇને આ સંસ્થાઓને 'સ્થાનિક સ્વરાજ્ય' એવું ગૌરવવાળું નામ આપ્યું હતું અને સહુને સ્વરાજ્ય મળ્યા જેટલો જ આનંદ આનંદ થઇ ગયો હતો. પણ આ ભરમ ભાંગતાં બહુ વાર નથી લાગી. મ્યુનિસિપાલિટીઓને લીધે લોકોના હાથમાં સત્તા હોવાનો દેખાવ થયો છે, પણ તે માત્ર દેખાવ જ છે. બન્ને ખાતાં મ્હોટે ભાગે સરકારી ખાતાં જેવાં જ રહ્યાં છે. લોકોને તેમાં પોતાપણું લાગ્યું જ નથી. ઉલટું આ ખાતાંઓ જે કામ કરે છે તેમાંની કેટલીક બાબતમાં પહેલાં લોકો સ્વાવલંબી હતા, તે પરાવલંબી થઈ ગયા છે. આજે અમદાવાદનો બધો આધાર દુધેશ્વરની પાણીની ટાંકીઓ ઉપર રહ્યો છે. તે કહેવાય મ્યુનિસિપાલિટીની એટલે લોકોની, પણ સરકાર ગમે ત્યારે તેનો કબજો લઇ શકે અને લોકોને તંગ કરી શકે. અને આવું કરતાં કાંઇ ખંચાય

એવી આ સરકાર નથી. પંજાબના માર્શલ લૉના દિવસોમાં લાહોરમાં પાણીની ટાંકીઓનો કબજો લઇ સરકારે લોકોને રંજાડયા હતા. તાલુકામાં પણ અનેક રીતે લોકલ બોર્ડ રૈયતને ધારે તો પજવી શકે એટલે આને સ્થાનિક સ્વરાજ્ય નામ ભલે અપાય, પણ તેમાં સ્વરાજ્ય જેવું ઓછું જ છે.

---

# જમીનમ્હેસુલ

રાજ્ય પ્રજાને માટે જે કામો કરે છે, તેના ખર્ચ માટે તે પ્રજા પાસેથી કર લે છે. તે સરકાર બે રીતે વસુલ કરે છે. પ્રત્યક્ષ રીતે અને પરોક્ષ રીતે. દેશમાં બનતા અથવા આયાત થતા માલ ઉપર સરકાર જકાત નાંખે એ પરોક્ષ કરનો પ્રકાર છે. તે કર વસુલ તો થાય કારખાનાંવાળા પાસેથી અથવા વેપારી પાસેથી, પણ તે તો જેટલો કર ભરવો પડ્યો હોય તેટલા દામ માલ ઉપર ચઢાવીને વેચે એટલે અંતે તે કર માલ વાપરનાર ઉપર જ પડે છે. વધારે માલ વાપરે તેના ઉપર વધારે કર પડે. કાપડ વગેરે શ્રીમંત લોકો વધારે વાપરે અને તેઓ તેના ઉપર પડતા કરમાં હિસ્સો પણ વધારે ભરે. પરંતુ અનાજ, મીઠું વગેરે તો ગરીબ કે શ્રીમંત સહુ સરખું જ વાપરે અને તે ઉપરનો કરનો બોજો પણ બધાને સરખા જ પડે. તેથી જ ખાવાની ચીજો ઉપર કર નહિ નાંખવાનો સિદ્ધાન્ત ડાહી સરકાર સ્વીકારે છે. અંગ્રેજ સરકાર હમણાં મીઠા ઉપર ભારે કર નાંખનાર હતી, તેનો વિરોધ બધાએ એટલા માટે જ કરેલો.

પ્રત્યક્ષ કરોમાં સહુથી અગત્યનો અને મ્હોટો કર જમીનમ્હેસુલ છે. જુના વખતથી રાજ્યની ઉત્પન્નનું સાધન જમીનમ્હેસુલ જ ગણાતું આવ્યું છે. પ્રાચીન હિંદુ રાજાઓના સમયમાં પોતાની ખેતીનું ખર્ચ

બાદ કરતાં ખેડુતને જે ચોખ્ખો નફો રહે તેનો છઠ્ઠો ભાગ રાજાનો ગણાતો. મુસલમાનો આવ્યા ત્યાર પછી ઘણા વખત સુધી એ પ્રમાણે ચાલ્યું. જેટલું પાકે તેનો અમુક પાક લેવાને બદલે દર વર્ષે ચોક્કસ રકમ લેવાની પદ્ધતિ સુર વંશના શેરશાહ બાદશાહે દાખલ કરી અને મુગલ બાદશાહ અકબરે તે બરોબર ખીલવી. તેના પ્રધાનોમાંથી રાજા ટોડરમલ આ બાબતમાં નિષ્ણાત હતો. આખા રાજ્યની ચોક્કસ જમાબંધી કરી તે માટે તે હિંદુસ્તાનના ઇતિહાસમાં મશહૂર છે. તેણે એકેએક ખેતરની મોજણી કરાવી, ખેતરમાં સાધારણ રીતે શેનું વાવેતર થાય છે, કેટલું પાકે છે વગેરે નક્કી કર્યું અને તે ઉપરથી દર વર્ષે ચોક્કસ વિઘોટી ભરવાનું ઠરાવ્યું. દક્ષિણમાં મલિક અંબરે આ બધી વ્યવસ્થા કરી હતી.

અંગ્રેજ સરકારે ઘણે ભાગે અકબરે દાખલ કરેલી પદ્ધતિ જ સ્હેજસાજ ફેરફાર સાથે ચાલુ રાખી છે, પણ જમીનમ્હેસુલ વસુલ કરવાની રીતમાં તથા મ્હેસુલના દરમાં ઘણો તફાવત છે. સહુથી મ્હોટો તફાવત તો એ છે કે સરકાર આખા દેશની માલીક એટલે ખેડુતોની જમીનની પણ માલીક એમ અંગ્રેજ સરકાર ગણે છે. સાધારણ વ્યવહારમાં અમુક ખેતરનો અમુક માણસ માલીક છે એમ બોલાય,-પણ કાયદેસર તો તે સરકારનો ભાડુત છે. ભલે તે કાયમનો ભાડુત હોય, જ્યાં સુધી જમીનનું ભાડું ભર્યાં કરે ત્યાં સુધી સરકાર તેને કહાડે નહિ, પણ તે ખેડુત તો ખરો જ. એટલે જમીનમ્હેસુલ જે વાસ્તવિક રીતે એક કર છે, રૈયતના હિતનાં કામો કરવાના ખર્ચ માટે સરકારને આપવાની એક રકમ છે, તેને આ અંગ્રેજ સરકાર જમીનભાડું અથવા ભોંયભાડું કહે છે. અને કોઈ રૈયત કર ન આપે તો તેની મિલ્કત અથવા જમીનમાંથી કર જેટલી જ રકમ વસુલ કરી લેવાને બદલે સરકાર તેની બધી જમીન ખાલસા કરવાનો હક રાખે છે.

અતિશય પ્રાચીન કાળથી વંશપરંપરાગત ભોગવટો કરતા આવેલા જમીનના માલીકોને સોળસો વર્ષ થયાં આવેલી પરદેશી

સરકાર ભાડુત કહે એ આ સરકારની એક ખુબી છે! પણ હિંદી પ્રજાએ સરકારના એ કાયદાને માન્ય રાખ્યો નથી. ખેડા જીલ્લાના સત્યાગ્રહની લડતમાં આ એક ભારે મહત્ત્વનો મુદ્દો હતો. અતિવૃષ્ટિને લીધે ત્યાં પાક નિષ્ફળ ગયો, એટલે રૈયતે કહ્યું કે અમારૂં આ વર્ષનું મ્હેસુલ વસુલ કરવાનું મુલતવી રાખવું જોઈએ. સરકારે મુલતવી રાખવાની ના પાડી અને રૈયતે આપવાની ના પાડી. સરકારને રૈયતની મરજી વિરુદ્ધ મ્હેસુલ લેવું જ હોય તો તે જપ્તી કરીને લઈ શકે. તેણે તો કેટલાક માણસોની જમીન ખાલસા કરી. આમ ખાલસા કરેલી જમીન સરકારને અંતે પાછી આપી દેવી પડી છે, પણ સરકારના કાયદામાં હજી ફેર થયો નથી. સરકાર સરકારની માન્યતા મનમાં રાખીને વરે છે અને રૈયત રૈયતની માન્યતા મનમાં રાખીને વરે છે.

મુંબઈના જમીનમ્હેસુલના કાયદામાં સને ૧૯૦૧ માં એક ફેરફાર થયેલો છે તે બહુ જાણવા જેવો છે. આપણે ઉપર જોઈ ગયા કે જમાબંધીમાં પહેલો ફેરફાર આ સરકારે એ કર્યો કે ખેડુત જમીનનો માલીક નહિ, પણ ભાડુત. છતાં તેને કાયમનો ભાડુત ગણેલો હતો. જ્યાં સુધી તે મ્હેસુલ ભર્યે જાય ત્યાં સુધી તેને કશી હરકત થઈ શકે નહિ. તે પોતાની જમીનનો પોતાનો કાયમી ભાડુતનો હક વેચી શકે, ગીરો મૂકી શકે, બક્ષિસ આપી શકે; પણ આ સુધારાથી આવી રીતે વેચવા, ગીરો મૂકવા વગેરેનો હક પણ કહાડી નાખ્યો. જુની રીત પ્રમાણે ખેડુતોના હાથમાં જે જમીન હતી તે તો કાયમ જ રહી, પણ પડતર જમીન સરકાર ખેતી માટે આપે અથવા જુની રીતની કોઈ કારણસર ખાલસા થએલી જમીન સરકાર બીજા ખેડુતને ખેડવા આપે તો તે નવી રીત પ્રમાણે જ આપે. આ રીત પ્રમાણે ખેડુતને જમીન વેચવાનો, ગીરો મૂકવાનો કે બક્ષિસ આપવાનો અધિકાર નહિ; એટલે એ તો એક સાધારણ ભાડુત જેવો જ થઇ ગયો. આ કાયદો જે વખતે મુંબઈની ધારાસભામાં પસાર થયો તે વખતે સર ગોકુળદાસ પારેખ, સર ફિરોજશાહ મહેતા તથા ગોખલેજીએ તેનો ખૂબ વિરોધ

કર્યો હતો અને જ્યારે તેમણે જોયું કે દલીલોથી કાંઇ વળવાનું નથી, સરકાર પોતાની બહુમતીથી કાયદો પસાર કરવા જ ઇચ્છતી હતી, ત્યારે આવા અન્યાયી કાયદાના ઘડાવામાં ભાગીદાર નહિ થવાની ખાતર તેઓ તથા બીજા પ્રજાપક્ષના કેટલાક સભ્યો ધારાસભા છોડીને ઉઠી નીકળ્યા હતા.

છપનાનો દુકાળ પડયો ત્યાં સુધી મ્હેસુલ મોકુફ રાખવાના કે માફ કરવાના કાંઈ નિયમ ન હતા. છપનાની સાલમાં સરકારે મ્હેસુલ વસુલ કરવા માટે અનેક પ્રકારના જુલમો કર્યા હતા. તેમાં સુરત અને ભરૂચ જીલ્લામાં તો હદ થઈ હતી. નામદાર સર ગોકુળદાસ પારેખે આ વખતે ખેડુતોની વ્હાર કરી અને ખેડુતોના પિતાનું ઉપનામ મેળવ્યું. તેમણે સરકારી અમલદારોના જુલમ ઉઘાડા પાડયા અને તેની તપાસ કરવા એક કમિશન નિમાવરાવ્યું. તેમાં તેમણે મૂકેલા બધા આરોપો પૂરવાર થયા અને એવો કાયદો થયો કે જે વર્ષમાં ચાર આનીથી ઓછો પાક થયો હોય તે વર્ષમાં આખું જમીનમ્હેસુલ મુલતવી રાખવામાં આવે અને છ આનીથી ઓછો થયો હોય તે વર્ષમાં અર્ધું જમીનમ્હેસુલ મુલતવી રાખવામાં આવે; આવી રીતે મુલતવી રાખેલું મ્હેસુલ બીજે વર્ષે વસુલ કરવામાં આવે. પણ જો બીજું વર્ષ પણ નબળું નીવડે તો મુલતવી રાખેલું મ્હેસુલ માફ કરવામાં આવે. આ નિયમનો અમલ પણ સરકાર પોતાની મેળે નથી કરતી એ ખેડા જીલ્લાની લડત વખતે જણાઇ આવ્યું છે.

અત્યારે આખા દેશમાં જમાબંધીની કાંઈ એક રીત ચાલતી નથી. બ્રિટિશ હિંદુસ્તાનમાં જમાબંધીની મુખ્ય ત્રણ પદ્ધતિઓ ચાલે છે.

૧. કાયમ જમાબંધી,
૨. ગામવારી અથવા મહાલવારી,
૩. રૈયતવારી.

**૧. કાયમ જમાબંધીની** રીત બંગાળામાં ચાલે છે. ત્યાં મ્હોટા મ્હોટા જમીનદારો સાથે પોતાને લેવાની રકમ સરકારે કાયમને માટે

ઠરાવી છે. જમીનની ઉપજમાં અથવા અનાજના ભાવમાં ફેરફાર થાય તોપણ મ્હેસુલની રકમમાં ફેરફાર થઈ શકે નહિ. આ કાયમની જમાબંધીનો ઠરાવ ઇ. સ. ૧૭૯૩ માં ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસે કર્યો. જમીનદારે સરકારને ભરવાની રકમ આમ નક્કી કરી, પણ જમીનદાર ખેડુતને જમીન વાવવા માટે કેટલી રકમ આપે તે નક્કી ઠરાવી ન હતી, તેથી કેટલાક જમીનદારો ખેડુતો પાસેથી ઘણી ભારે રકમ લેતા. આથી હવે જમીનદાર ખેડુત પાસેથી કેટલું લઈ શકે તે પણ ઠરાવ્યું છે. આ કાયમ જમાબંધીની રીતને લીધે બીજા પ્રાન્તોની માફક ત્યાં મ્હેસુલની રકમ દિવસે દિવસે વધી નથી અને તેથી બંગાળના જમીનદારોની સ્થિતિ સારી છે.

૨. **ગામવારી અથવા મહાલવારી** પદ્ધતિ પ્રમાણે ગામના લોક સમસ્ત સાથે ૨૦ અથવા તો ૩૦ વર્ષને માટે મ્હેસુલ નક્કી કરવામાં આવે છે, અને તે સરકારને ભરવા માટે ગામનો દરેક ખેડુત તેમજ આખું ગામ જવાબદાર ગણાય છે. ગામના મુખીને લંબરદાર કે નંબરદાર કહે છે. મ્હેસુલ ભરવાના કરારના દસ્તાવેજ ઉપર ગામની વતી તે સહી કરે છે. મ્હેસુલની રકમ આખા ગામના લોકોમાં ફાળવી નાંખવામાં આવે છે. જુદાં જુદાં દરેક ગામને બદલે અમુક ગામોના સમૂહ માટે તેના તાલુકદાર સાથે પણ સરકાર મ્હેસુલ ઠરાવે છે. તાલુકદારના તાબાનાં ગામોમાંથી તે જે સાંથ ઉઘરાવે તે ઉપરથી તાલુકદાર સાથે સરકાર મ્હેસુલ ઠરાવે છે. અયોધ્યા પ્રાન્તમાં આ પ્રકારના તાલુકદારો છે; પણ બંગાળના જમીનદારોની પેઠે તેઓ કાયમી નથી, તેમ તેમના જેટલી સત્તા અને પ્રતિષ્ઠા પણ ધરાવતા નથી.

૩. **રૈયતવારી** પદ્ધતિમાં સરકાર ખેડુતો સાથે જ સીધો સંબંધ ધરાવે છે. દરેક ગામની જમીનની ચોકસ માપણી કરવામાં આવે છે, અને દરેક ખેડુતના ખેતરનો નંબર પાડવામાં આવે છે, જમીનના પ્રકાર તથા પાછલાં વર્ષોની સરેરાશ ઉપજ ઉપરથી મ્હેસુલનો આંકડો નક્કી કરવામાં આવે છે, અને તે ખાતેદાર પાસેથી વસુલ કરવામાં

આવે છે. આ મ્હેસુલનો આંકડો ૨૦ કે ૩૦ વર્ષ સુધીને માટે નક્કી કરેલો હોય છે. તે મુદત દરમ્યાન તે વધારી ઘટાડી શકાતો નથી. આ પદ્ધતિ મુંબઇ ઇલાકામાં ચાલે છે.

આ ઉપરાંત ગુજરાતમાં જમાબંધીની એક બીજી રીત બહુ જુના વખતથી ચાલતી આવેલી છે. આખા ગામની મ્હેસુલનો ચોક્કસ આંકડો જ સરકારને ભરી દેવામાં આવે, પછી સરકારને તે ગામની બીજી કશી પંચાત કરવાની નહિ. આ પદ્ધતિને **નરવાદારી** કહે છે; અને આવા ગામને નરવાનું ગામ કહે છે. નરવો શબ્દ નિર્વાહ ઉપરથી બનેલો છે. નરવાના ગામમાં ખેડુતોને સરકાર પણ જમીનના માલીક ગણે છે. નરવામાં ગામાત જમીન ઉપર ગામલોકનો જ હક ગણાય છે. સરકાર આ નરવા તોડવાનો પ્રયત્ન કરી રહેલ છે.

બંગાળ સિવાય હિંદુસ્તાનના બધા ભાગોમાં જમીનમ્હેસુલનો બોજો ઘણો જ ભારે છે. બંગાળમાં મ્હેસુલનું પ્રમાણ જમીનની કુલ ઉપજના ૧૧ ટકા છે. બીજી જગાએ ૨૦ ટકાથી ઓછું નથી, પણ આ ટકા પાકના છે. બીનું ખર્ચ, મજુરી, ઓજારો, જનાવરો વગેરેનો ખર્ચ ગણી ચોખ્ખી ઉપજ કહાડીએ તો મ્હેસુલનો દર ૫૦ ટકાથી ઓછો આવતો નથી. આટલું તો સરકારે પણ કબૂલ કર્યું છે. પરંતુ કેટલીક જગાએ મેલી ઉપજના ૩૩ ટકા જેટલું અને ચોખ્ખી ઉપજના ૮૦ ટકા જેટલું મ્હેસુલ લેવાય છે. આ ઉપરાંત દર ૨૦ કે ૩૦ વર્ષે નવી આંકણી થાય છે ત્યારે જો જમીનનો ભાવ વધ્યો હોય, ખેડુતે મહેનત કરીને જમીન સુધારી હોય અથવા અનાજના ભાવ વધ્યા હોય તો મ્હેસુલ વધારવામાં આવે છે. તેમાં ખેડુતને પૂછવામાં પણ આવતુ નથી, તેમ તે આંકણીના વધારા સામે કાંઇ દાદ ફરિયાદ હોતી નથી. જમીનની ઉંડાઇ અને તેની જાત પ્રમાણે પ્રતવારી કરવામાં આવે છે. નવી આંકણી ચાલે ત્યારે મોજણીદારોનું લશ્કર જાણે ખેતરો ઉપર છોડી મૂકવામાં આવે છે. તેઓ પ્રતવારી તેમજ આસપાસની બીજી બાબતો, જેવી કે બજારમાં માલ લઇ જવાની

રેલ્વે સડક વગેરેની સગવડ, માલના બજાર ભાવ, જમીનની કિંમત, રૈયતની આબાદી વગેરે ધ્યાનમાં લઇ આંકણી કરે છે.

દરેક નવી આંકણી વખતે થોડો થોડો વેરાનો વધારો સરકાર કર્યે જાય છે. ખેડુત જમીનમાં સુધારો કરે તે પર સરકારે કર વધારવો નહિ એવા શબ્દો કાયદામાં છે, પણ તેનો બરાબર અમલ થતો નથી. માલના ભાવ વધે તો વેરો વધારવામાં આવે એ યોગ્ય છે, પણ બીજા કોઇ સંજોગોમાં વેરો વધારવો જોઇએ નહિ.

ઉપર કહી ગયા કે પ્રાચીન સમયમાં રાજા ઉપજનો છઠ્ઠો ભાગ લેતો. કેટલાક રાજાઓ ચોથો ભાગ પણ લેતા, પણ તે પાકે તેનો લેતા, ન પાકે તો રાજાને કાંઇ મળતું નહિ. અત્યારે જમીનમાં જે પાક ઉતરે તેના પ્રમાણ ઉપર નહિ, પણ અમુક ઠરાવેલા પ્રમાણ ઉપર મ્હેસુલ લેવામાં આવે છે, તેથી ખેડુતોની દશા દિવસે દિવસ નરમ પડતી જાય છે. તેઓ દેવાદાર થતા જાય છે, અને ખરા ખેડુતોના હાથમાંથી શાહુકારો અને વેપારીઓના હાથમાં જમીન જતી જાય છે. વળી દર ૨૦ કે ૩૦ વર્ષે આંકણી વધવાની, એટલે જમીનમાં સુધારો કરવાનો કે તેમાં મૂડી રોકી ખેતીને ખીલવવાનો ઉત્સાહ ખેડુતને રહેતો નથી. પ્રાચીન સમયમાં કરનો બોજો ભારે ન હતો; એટલું જ નહિ, પણ અંગ્રેજ સરકારના જેટલો મ્હેસુલનો બોજો તો હિંદુસ્તાનમાં પહેલાં કોઇ રાજ્યમાં ન હતો. એક જ દાખલો લઇશું. સને ૧૮૧૭–૧૮ માં પેશ્વાનો મુલક અંગ્રેજ સરકારે સર કર્યો કે ચાર વર્ષમાં તો તેમણે મ્હેસુલની રકમ બમણી કરી નાંખી.

| વર્ષ | મ્હેસુલની ઉપજ |
|---|---|
| ૧૮૧૭–૧૮ | ૮,૬૮,૦૦૦ |
| ૧૮૧૮–૧૯ | ૧૧,૪૩,૦૦૦ |
| ૧૮૧૯–૨૦ | ૧૦,૭૮,૦૦૦ |
| ૧૮૨૦–૨૧ | ૧૮,૧૮,૦૦૦ |

આ પ્રમાણે દરેક જગાએ થયેલું છે.

જમીનમ્હેસુલના હપ્તા લેવાની રીતથી પણ ખેડુતોને ઘણી મુસ્કેલી આવી પડે છે. જુદા જુદા જીલ્લા અથવા તાલુકામાં હપ્તાનો સમય જુદો જુદો હોય છે, પણ ઘણી જગ્યાએ એવું બને છે કે હપ્તો ભરવાનો આવે ત્યારે ખેડુતનો પાક તૈયાર થયેલો હોતો નથી. તેવે વખતે ખેડુતને શાહુકારનું દેવું કરીને હપ્તો ભરવો પડે છે અને તે દેવાને અંગે જે વ્યાજ વગેરે ભરવું પડે છે તેમાં જ ખેડુતની અર્ધી કમાણી જતી રહે છે. પાક તૈયાર થયો હોય તોપણ હપ્તો ભરવાને સારૂ નાણાં જોઇએ, માટે ખેડુત તે ઝટપટ વેચી નાંખવા જાય છે. હપ્તાને વખતે અનાજના ભાવ સોંઘામાં સોંઘા હોય છે. આમ ખેડુત પોતાની મહેનતનો લાભ પૂરેપૂરો લઈ શકતો નથી.

ખેડુતોને ખેતીના ઉપયોગ માટે અથવા તો નબળા વર્ષમાં પોતાના નિભાવ અર્થે પૈસાની જરૂર હોય તો સરકાર તરફથી નાણાં ઉધાર આપવાનો રીવાજ છે. આને **તગાવી** કહે છે. તગાવીની રકમ તથા તેનું જે વ્યાજ થાય તે ભરવાના હપ્તા કરી આપવામાં આવે છે અને ખેડુતને હપ્તા પ્રમાણે રકમ ભરવી પડે છે. પાક ઉપર પહેલો હક જમીનમ્હેસુલનો ગણાય અને બીજો હક આવી તગાવીનો ગણાય છે. આ તગાવી આપવામાં ખેડુતને શાહુકારના પંજામાંથી છોડવવાનો સરકારનો દાવો છે, પણ તેમાં તે બહુ ફતેહમંદ થઈ નથી. તગાવી આપવી કે ન આપવી એ નક્કી કરવાનું કામ મુખી, તલાટી અને સર્કલ ઇન્સપેકટરના હાથમાં રહ્યું, એટલે એ દેવોને પેલા ખેડુતે પહેલાં સંતોખવા પડે છે. વળી તગાવી એ તો રહ્યું સરકારનું દેવું અને તેના હપ્તા જડએસલાક વસુલ કરવામાં આવે છે. શાહુકાર તો રાહ પણ જુએ, પણ સરકારી દેવું ભરવામાં વિલંબ ન થાય. એટલે દેવું ભરવાના રસ્વાટમાં જે નુકસાન થાય તે બધાં ખેડુતને સહન કરવાં પડે છે.

આપણા આગેવાનોએ આ બાબતમાં સરકાર સાથે ખૂબ તકરારો કરી છે, પણ કોઇનું કાંઈ વળ્યું નથી. દેશની ૮૦ ટકા વસ્તી ખેતી ઉપર આધાર રાખે છે અને તેમની દશા દિનપ્રતિદિન બગડતી

જાય છે, એટલે દેશની કંગાલીયત પણ વધતી જાય છે. ભૂખે મરતા લોકો રોગ સામે ટક્કર ઝીલી નથી શકતા એટલે આપણને લાગે છે કે રોગ વધતા જાય છે. શરીરમાં તાકાત હોય તો માણસ રોગને હઠાવી શકે, પણ કૌવતહીન શરીરે રોગ ચ્હડી બેસે એમાં નવાઈ શું? રોગ કાંઇ વધતા કે ઘટતા નથી, પણ રોગ સામે ટકવાની આપણી શક્તિ ઘટતી જાય છે. એટલે હિંદુસ્તાનમાં બધા રોગનું મૂળ ભૂખ છે અને ભૂખનું કારણ ખેડુતોને ચૂસી લેતું જમીનમ્હેસુલ છે. દેશમાં ઉપરાછાપરી દુકાળ પડે છે અને દુકાળમાં લોકો મરી જાય છે તે બધાનાં કારણો તપાસશો તો જમીનમ્હેસુલ એમાં મ્હોટું કારણ જણાશે.

---

# કોર્ટ અને લવાદ

કોઈ પણ સમાજ સુવ્યવસ્થિત ત્યારે જ ગણાય, જ્યારે તે સમાજમાં રહેનાર માણસને એવો ભય ન હોય કે ગમે તે માણસ આવીને પોતાને મારશે, પોતાને જ્યાં જવું હોય ત્યાં જતાં અટકાવશે અથવા ન જવું હોય ત્યાં પકડીને લઇ જશે અને પોતાની માલ-મિલકતને નુકસાન પહોંચાડશે. આનો અર્થ એ થયો કે વ્યવસ્થિત સમાજમાં ઝટપટ કોઈ માણસને કોઇ અપમાન ન પહોંચાડે, ગાળ ન દે, માર ન મારે અથવા તો મારી ન નાંખે, લૂંટી ન લે અથવા કોઈ કોઇના માલની ચોરી કરી ન જાય, કોઈ કોઇને પકડીને લઇ ન જાય અથવા તો પૂરી ન રાખે. આ ઉપરાંત માણુસ માણુસ વચ્ચે માલ ખરીદવાનો તથા વેચવાનો, પૈસા આપવા લેવાનો, પૈસા લઇને અથવા બીજી શરતે એકબીજાનું કામ કરી દેવાનો, એકબીજાની નોકરી કરવાનો, એકઠા મળીને પંત્યાળામાં વેપાર કરવાનો, પોતાના મૃત્યુ પછી પણ પોતાની માલમિલકતની વ્યવસ્થા કરવાનો જે વ્યવહાર ચાલે છે તેમાં પણ કોઇને અન્યાય થાય નહિ તેવી સ્થિતિ હોવી જોઇએ. કોઈ માણુસ માલ લઇને પૈસા આપે નહિ, ઉછીનાં નાણાં લીધાં હોય તે પાછાં વાળે નહિ, કરાર કર્યો હોય તે પ્રમાણે વર્તે નહિ, નોકરી કરાવીને પગાર આપે નહિ, પંત્યાળામાં વેપાર કર્યો

હોય ને નફામાં ભાગ આપે નહિ અથવા ખોટમાં ભાગ ભરે નહિ, એવું એવું પણ સુવ્યવસ્થિત સમાજમાં વારંવાર ન બનવું જોઇએ. સમાજ નીતિને રસ્તે ચાલનારો હોય ત્યાં લોકોમાં આવી તકરારોના પ્રસંગ ન આવે; પણ આમાં સમાજમાં બધાં જ માણસો નીતિવાળા હોય એવું બનવું બહુ કઠણ—લગભગ અસંભવિત—છે. એટલા સારૂ નીતિમાન માણસોનું બીજા અનીતિમાન અથવા અપ્રામાણિક માણસોથી રક્ષણ કરવાને સારૂ ન્યાયખાતું ચલાવવું એ રાજ્યની ફરજ ગણાય છે. રાજ્ય પોલીસ વગેરેનો બંદોબસ્ત રાખી ગુન્હા થતા અટકાવે છે અને તેમ છતાં કોઇ ગુન્હા કરે તો ગુન્હેગારને પકડીને સજા કરે છે. પણ બધા ગુન્હામાં કાંઇ પોલીસ વચ્ચે પડી શકતી નથી. કોઇ માણસ ચોરી કરે, લૂંટફાટ કરે, બીજા માણસોને ગાળો દે, મારે, છેતરે તો પોલીસ તેને પકડે છે. પણ કોઇ માણસે એક માણસ પાસેથી સો રૂપીયા ઉછીના લીધા હોય અને ધીરનાર માણસ તેની પાસે માગવા જાય ત્યારે તે ન આપે તો તેટલા માટે પોલીસ વચ્ચે પડી શકતી નથી. પહેલા પ્રકારના, એટલે કે ચોરી, લૂંટફાટ, મારામારી, છેતરપિંડી વગેરે ગુન્હા આખા સમાજની વિરૂદ્ધ કરેલા ગણાય છે. ચોરી કરનાર માણસ અમુક જ માણસોને ત્યાંથી ચોરી કરે એમ બનતું નથી. તે તો જ્યાં ફાવે ત્યાંથી ચોરી કરે છે અથવા જેને ફાવે તેને લૂંટે છે. એટલે ચોર અથવા લૂંટારાથી તો આખા સમાજને ડરવાનું રહ્યું. પણ જે માણસ ઉછીના પૈસા લઇ જાય અને આપે નહિ, અમુક મહેનતાણું લઇને મકાન બાંધી આપવાનો કરાર કરે અને પછી મકાન બાંધી આપે નહિ, તે માણસથી સમાજને એટલું ડરવાપણું નથી હોતું. તે માણસ તો જેની પાસેથી તેણે પૈસા લીધા હોય, અથવા જેની સાથે કરાર કર્યો હોય તેનું જ નુકસાન કરે છે. આવી રીતે વચનભંગ કરનાર માણસ નીતિની દૃષ્ટિએ પાપ કરે છે ખરો, પણ એવા માણસ સાથે સંબંધ બાંધવો કે નહિ તે દરેક માણસના હાથની વાત રહે છે; જ્યારે ચોર કે લૂંટારાના સંબંધમાં આપણે આપણી મરજી વિરુદ્ધ

આવી પડીએ છીએ. એ માણુસ છુપી રીતે અથવા જબરદસ્તીથી આપણી વસ્તુ લઇ જાય છે. પહેલા પ્રકારના એટલે કે ચોરી, લૂંટ ગેરે ગુન્હાને ફોજદારી ગુન્હા કહે છે અને બીજા પ્રકારના એટલે પૈસાની લેવડદેવડના, કરારભંગના વગેરે ગુન્હાને દિવાની ગુન્હા હે છે. દરેક રાજ્ય આ બન્ને પ્રકારના ગુન્હા પોતાના રાજ્યમાં ઓછા બને તેની કાળજી રાખે છે અને બન્ને પ્રકારના ગુન્હાઓના યાય કરવા આદાલતો રાખે છે. ફોજદારી ગુન્હાની તપાસ કરી ન્યાય કરનારી અદાલત ફોજદારી અદાલત કહેવાય છે, અને દિવાની ગુન્હાની તપાસ કરી ન્યાય કરનારી અદાલત દિવાની અદાલત હેવાય છે.

ન્યાય કરનાનું કાર્ય બહુ જ પવિત્ર છે, તેથી ન્યાય કરનાર ાણુસ બહુ જ સાત્ત્વિક વૃત્તિનો, ધર્મપરાયણુ અને નીડર હોવો ેઇએ. ન્યાય તોળતી વખતે તેણે કોઇની શરમ નહિ રાખવી ેઇએ. ‘ ન્યાય તોળવો ’ એ શબ્દ જ સૂચવે છે કે જેમ ત્રાજવું ાઇની શરમ નથી રાખતું, એ તો જેમ જે તરફ વધારે ભાર હોય તે રફ જ નમે છે, તેમ ન્યાયાધીશ પણુ જેનો પક્ષ સાચો હોય તેના પક્ષમાં ન્યાય આપે છે. અસલના વખતમાં રાજાઓ ન્યાય ળવાનું કામ કરતા; પણુ પોતાના રાજ્યમાં બનતા તમામ મુકદ્દમા કાંઇ પતવી શકે નહિ, એટલે તે કામ માટે ઉપર વર્ણવ્યા તેવા દ્વાન્, ધર્મપરાયણુ અને નીડર મનુષ્યોને તે નીમતા. ન્યાયનું કામ નાર માણુસ ન્યાય કરવા બેસે ત્યારે તે રાજાનો પણુ તાબેદાર ન ગણાય. ખુદ રાજાને પણુ તે સજા ફરમાવી શકે. અને ખરેખર આમ બનેલાના દાખલા કાંઇ ઓછા નથી.

ઇંગ્લંડના રાજા ચોથા હેનરીના પુત્ર રાજકુમાર હેનરીનો મલો પ્રસિદ્ધ છે. તેના મિત્રો ઉપર ગુન્હો સાબીત થતાં ાયાધીશે તેમને સજા કરી. રાજકુમાર હેનરીએ કોર્ટમાં જઇ ાયાધીશને ફરમાવ્યું કે મારા મિત્રોને સજા નહિ થઇ શકે. કોર્ટ

સાથે આવું બેઅદબીભર્યું વર્તન કરવા માટે ન્યાયાધીશે આ રાજકુમારને પણ સજા કરી. રાજા હેનરી ચોથાએ આ માટે ન્યાયાધીશને ધન્યવાદ આપ્યો.

રાજાએ પોતે ન્યાયાસન પર બેસીને પોતાની સ્ત્રીને, પોતાના પુત્રોને સજા કરી હોય એવા દાખલા પણ ઘણા છે.

જહાંગીરના સંબંધમાં એમ કહેવાય છે કે તેની બેગમ નૂરજહાંએ એક વખત પક્ષીનો શિકાર કરવા બંદૂક ફોડી. ગોળી પક્ષીને ન વાગતાં એક ગરીબ ખેડુતને વાગી. તેની સ્ત્રીએ ફરીઆદ કરી ત્યારે જહાંગીરે પેલી બંદૂક ખેડુતની સ્ત્રીને ભરીને આપી અને કહ્યું કે તું આ વડે નૂરજહાંના પ્રાણ લે, મારી રજા છે.

મુસલમાની રાજ્યમાં પણ આ જ રીત હતી. ન્યાય ચુકવવાનું કામ કરનાર કાજી કહેવાતો અને કાજી ન્યાયની બાબતમાં બાદશાહથી સ્વતંત્ર ગણાતો. બાદશાહના ફરમાનને નહિ, પણ દીનના ફરમાનને માનવા તે બંધાયલો ગણાતો. કેટલીક વખત આપખુદ બાદશાહો પોતાની મરજી પ્રમાણે ન્યાયનો ચુકાદો અપાવવા ઇચ્છે ત્યારે કાજીઓએ પોતાના શિરની પરવાહ રાખ્યા વિના બાદશાહના હુકમનો અનાદર કર્યાના દાખલા મુસલમાની ઇતિહાસમાંથી મળી આવે છે.

આ ઇન્સાફનું કામ ચોક્સ ધોરણસર ચાલે, તે માટે દરેક રાજ્યમાં કાયદા ઘડેલા હોય છે. કાયદા કાયદામાં પણ પાછા ભેદ હોય છે. ચોરી કરનાર માણસ અથવા જાૂઠું બોલીને છેતરનાર માણસ જેમ રાજ્યનો કાયદો તોડે છે તેમ જ ઇશ્વરનો કાયદો પણ તોડે છે; પરંતુ શહેરમાં ગાડી ડાબી બાજુએ ન હાંકે તે જોકે રાજ્યનો કાયદો તોડે છે, પણ તેમ કરવાથી ઇશ્વરનો કાયદો તોડતો નથી. રસ્તામાં હાંકનારા ગમે તેમ ગાડીઓ હાંકે તો અથડાઅથડી થઇ પડે, માટે સગવડની ખાતર જ આવા કાયદા ઘડવાની જરૂર હોય છે. એટલે રાજ્યના જે કાયદા નીતિના ધોરણ ઉપર રચાયલા હોય છે તે સર્વકાળે માન્ય ગણવા જ જોઇએ પરંતુ જે કાયદા કેવળ

સગવડની ખાતર રચેલા હોય તેવા કાયદાને પાળવાથી જેટલી સગવડ સચવાય તેના કરતાં તોડવાથી વધુ સગવડ સચવાતી હોય તો તે તોડવામાં બાધ નહિ હોવો જોઇએ. એટલે ન્યાયાધીશ કેવળ કાયદાના શબ્દાર્થ પ્રમાણે જ ન્યાય કરવા બેસે તો તો ઘણી વાર અન્યાય પણ થઇ જાય. માટે ન્યાય કરતી વખતે તેણે માત્ર કાયદાનો જ અમલ નહિ કરવો જોઇએ, પણ અમુક સંજોગમાં શું ખરૂં અને શું ખોટું ગણાય તેનો પણ વિવેક કરવો જોઇએ. જ્યારે રાજસત્તા અથવા તો તે સત્તાનો પ્રતિનિધિ ન્યાયાધીશ આવો વિવેક ન વાપરે ત્યારે પ્રજા કાયદાનો ભંગ કરે તો તે ખોટું નહિ. આવો ભંગ કેવળ પોતાના સ્વાર્થને સારૂ ન કરેલો હોય અને પૂરેપૂરી શાંતિ જાળવીને કર્યો હોય ત્યારે તે સવિનય ભંગ કહેવાય.

દરેક દેશના નીતિમાન્ય કાયદા તો સરખા જ હોય છે, પણ સમાજની સગવડને સારૂ રચેલા કાયદા દરેક દેશના લોક પોતપોતાની સગવડ પ્રમાણે રચી લે છે. પોતાની સગવડ અગવડ અને હિત અહિત પોતે જ સૌથી વધારે સમજી શકે, માટે પોતાના દેશના કાયદા પોતે જ ઘડેલા હોવા જોઇએ. પોતાની મેળે અને પોતાને માટે માણસ ગમે તેવા સખ્ત નિયમો કે કાયદા કરે, પણ તે સ્વેચ્છાથી કરેલા હોઇ માણસને દુઃખમય નથી લાગતા. તેમાં માણસની સ્વતંત્રતા સચવાય છે અને પોતાના આત્માનો વિકાસ બીનઅંતરાય થઈ શકે છે. પણ બીજો માણસ આપણે માટે થોડામાં થોડા નિયમો કે કાયદા કરે તોપણ તે જાણે બંધનરૂપ લાગે છે, તેમાં પરતંત્રતા વેઠવી પડે છે અને આત્મા ગુંગળાય છે. આવું જ દેશને વિષે પણ છે. દેશના લોકો જ દેશને માટે સખ્ત કાયદા કરે તો અડચણ નહિ, પણ પરદેશના લોકો કોઈ દેશને માટે કાયદા ઘડે તો તેમાં તે દેશની પ્રજાને દુઃખ છે, તે દેશની પ્રજાની પરતંત્રતા છે, તે દેશની પ્રજાનો પ્રાણ વિકાસ નથી પામી શકતો.

આવી સ્થિતિ અત્યારે આપણા દેશની છે. આપણા દેશમાં કાયદા ઘડવાનું કામ પરદેશી સત્તાના હાથમાં છે. જોકે હિંદુસ્તાનમાં

એકલા અંગ્રેજ અમલદારો કાયદા નથી ઘડતા. કાયદા ઘડવા માટે હિંદુસ્તાનના દરેકમાં તે તે પ્રાન્તનું એક મંડળ હોય છે. તેમાં પ્રાન્તને લગતા કાયદા ઘડાય છે. આ મંડળને ધારાસભા કહે છે. પણ પ્રાન્તના બધા કાયદા ઘડવાની સત્તા પ્રાન્તની સરકારને નથી આપેલી હોતી. કેટલાક કાયદા હિંદની સરકાર ઘડે છે અને તે ઘડનારા મંડળને વડી ધારાસભા કહે છે. આ ધારાસભામાં પ્રજા તરફના પ્રતિનિધિઓ પણ હોય છે. પહેલાં આવા પ્રતિનિધિઓની સંખ્યા ઓછી હતી. સને ૧૯૦૯માં ધારાસભામાં સુધારા થયા અને પ્રજાના પ્રતિનિધિઓની સંખ્યા વધી. વળી સને ૧૯૧૯ના નવા સુધારા પ્રમાણે સંખ્યા એથીયે વધી છે, પણ બધા કાયદા ઘડવાની સત્તા આ ધારાસભાના હાથમાં નથી. ધારાસભાની રચના એવી છે કે પ્રજાના પ્રતિનિધિઓને બાજુએ રાખીને અંગ્રેજ અમલદારો પોતાનું ધાર્યું કરી શકે છે. એટલે ધારાસભા હોવા છતાં પરિણામ તો ઉલટું એવું આવે છે કે હિંદુસ્તાનના કાયદા ઘડવામાં હિંદુસ્તાનની સરકાર પ્રજાને ભાગ આ છે એમ દુનીયામાં કહેવાય, જ્યારે વાસ્તવિક રીતે પ્રજાનો હિસ્સો નજીવો અને મુદ્દાની બાબતમાં તો જરાયે નહિ એ છે. સમૂળગો હિસ્સો ન હોય તો તો સરકારનું આપખુદ સ્વરૂપ ઉઘાડું પડે, પણ આ તો ફુંકી ફુંકીને કરડવાનો ઘાટ છે.

ન્યાયનો બીજો બહુ અગત્યનો સિદ્ધાન્ત એ છે કે ન્યાય લેવા જનારને તે ન્યાય માટે કાંઇ દામ બેસવા ન જોઇએ. ન્યાય તો જેને જોઇએ તેને મફત મળી શકે એવી વ્યવસ્થા રાજ્ય તરફથી હોવી જોઇએ. રાજ્ય પાસે ન્યાય મેળવવા જનાર માણસ ઘણુંખરૂં નિર્બળ હોય છે. સબળ માણસને અન્યાય વેઠવાના પ્રસંગ ઓછા આવે છે; અને કદાચ આવે છે તો જો તે માણસ સારો હોય તો ક્ષમાવૃત્તિ રાખીને અન્યાય સહન કરી લે છે. પણ ન્યાય મેળવવો મોંઘો પડે તેમ હોય તો નિર્ધન અને નિર્બળ માણસો ન્યાય મેળવી શકે નહિ; માટે ન્યાય વેચાય નહિ, પણ મફત અપાય.

પણ આપણા દેશમાં તો ન્યાય મેળવવા જવું એ બહુ કઠણ કામ છે. એમ કહેવાય છે કે જે માણસ સરકારની અદાલતમાં ગયો તે જો હારે તો તો હાર્યો જ છે, પણ જીતે તોપણ હાર્યો જ છે. કોઇ માણસને બીજા ઉપર લેણદેણનો દાવો કરવો હોય તો જેટલા રૂપીયા તે માગતો હોય તે ઉપર અથવા બીજી કોઇ રીતનો મુકર્દમો માંડવો હોય તો તે દાવાની જેટલા રૂપીયાની કીંમત અંકાય તે ઉપર સેંકડે સાડા સાત ટકા ' કોર્ટ ફી ' ભરવી પડે છે. આ ઉપરાંત સાક્ષીઓને બોલાવવા હોય તેમનાં ભથ્થાં ભરવાં પડે છે, વકીલને ફી આપવી પડે છે અને બીજો ખર્ચ તો જુદો જ. એટલે એવી સ્થિતિ થાય છે, કે ગરીબ માણસ તો અદાલતમાં દાદ માગવા જઇ જ ન શકે. કોર્ટનો વહીવટ એવો અટપટો હોય છે કે વકીલની મદદ સિવાય માણસને કાંઇ સમજ ન પડે. વળી ન્યાય ચુકવવાની બાબતમાં યોગ્યાયોગ્યતા કરતાં પણ કાયદાની બારીકીને એટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે કે જે વકીલ વધારે હોશીયાર હોય તેનો પક્ષ જીતવાનો સંભવ વધારે હોય છે. એટલે જીત અથવા હારનો આધાર ન્યાયઅન્યાય ઉપર રહેવાને બદલે વકીલની હોશીયારી ઉપર મ્હોટે ભાગે રહે છે. ફોજદારી મુકર્દમામાં કોર્ટ ફીના કે એવા પૈસા નથી આપવા પડતા. ફરીયાદ પક્ષનું કામ સરકાર તરફથી જ કરી લેવામાં આવે છે, પણ તેમાં બચાવનો મ્હોટો આધાર વકીલની હોશીયારી ઉપર રહે છે, અને આરોપી પાસે વકીલો મ્હોં માગ્યા પૈસા કઢાવે છે. અને આ બધું છતાં અંગ્રેજ સરકારના ન્યાયખાતા જેવું વ્યવસ્થિત ન્યાયખાતું પહેલાં કદી ન હતું, એમ આપણને ઇતિહાસમાં સમજાવવામાં આવે છે. પહેલાંના વખતમાં, અત્યારે ન્યાયખાતામાં જેટલો આડંબર છે, જેટલું ગુંચવણીયાપણું છે, જેટલું અર્ચાળપણું છે અને આ બધાને લીધે જે વ્યવસ્થિતપણાનો દેખાવ થાય છે તે કદાચ નહિ હોય; પણ લોકોની સગવડ તો બરાબર સચવાતી. અત્યારે તો કોર્ટના અટપટા વહીવટને લીધે કામ એટલું ધીમું ચાલે

છે કે તમે કોઈ પાસે દસ રૂપીયા માગતા હો અને તે બાબત અદાલતમાં દાવો કરવા જાઓ તો તેનો ફેંસલો મળતાં સહેજે છ મહીના તો નીકળી જાય, અને ફેંસલો મળ્યા પછી કોર્ટની મદદથી તે વસુલ કરતાં બીજા બે ત્રણ મહીના નીકળી જાય. અને આ છ કે આઠ મહીનામાં તમારે બપોરના ૧૧ થી ૫ વાગ્યા સુધી કોર્ટમાં નહિ નહિ તોપણ કામધંધો બગાડીને પાંચ છ દિવસ તો ખોટી થવું જ પડે. આમ દસ રૂપીયા લેવા જાઓ એમાં વીસ પચીસ રૂપીયાના ખાડામાં ઉતરી જાઓ. આ તો ન્હાના મુકર્દમાનો દાખલો આપ્યો, પણ મ્હોટા મુકર્દમા તો દસ દસ અને વીસ વીસ વર્ષ સુધી લંબાયાં જ કરે છે. એટલે ન્યાયને લીધે જે રાહત મળવી જોઇએ તે તો ક્યાંય રહી જાય છે અને કેવળ અથડામણ સહન કરવી પડે છે.

આ અદાલતોની બીજી ખામી એ છે કે ન્યાયાધીશ પોતાની સમક્ષ જે કાયદેસર પૂરાવો નોંધાય તેટલા ઉપરથી જ નિર્ણય આપી શકે છે અને તેને દરેક દાવો કાયદેસર પૂરાવાથી સાબીત કરવો પડે છે. હું તમારી પાસેથી દસ કે વીસ રૂપીયા હાથઉછીના લઇ જાઉં તો તે વખતે કોઇ સાક્ષીને કાંઈ ઉભા રાખતો નથી. પણ તમને રૂપીયા હું પાછા ન આપું અને તમે મારા ઉપર અદાલતમાં દાવો કરવા જાઓ તો રૂપીયા આપતી વખતે હાજર હોય એવા એક બે માણસનો પૂરાવો જોઇએ. તે માણસને પૂછવામાં આવે કે રૂપીયા ક્યાંથી લાવીને આપ્યા, નોટ હતી, ગીની કે રૂપીયા હતા, તે વખતે શું વાતચીત થએલી, શું કામ રૂપીયા જોઇએ છે એમ કહેલું?—આવા આવા કંટાળો છુટે એવા દસ વીસ પ્રશ્ન સામા પક્ષનો વકીલ પૂછે. આનું પરિણામ એ આવે છે કે કેટલીક વખત તો ખરા દાવાને પણ કાયદેસર પૂરવાર કરવા સારૂ ખોટા સાક્ષી ઉભા કરવા પડે છે; અને કેટલીક વાર તો ખરો દાવો પૂરવાર કરનાર ખાસ સાક્ષીને કેટલીક જુદી હકીકત પોતાનું કાયદેસર ખરાપણું સાબીત

કરવાને માટે કહેવી પડે છે. સાચો સાક્ષી હોય અને તે પોતે જાણતો જ હોય એટલું કહે, પણ કોઈ મુદ્દાની એકાદ બાબત ભૂલી ગયો હોય અને તે વિષે યાદ નથી કે એવો કાંઈ જવાબ આપે તો કોર્ટને શંકા ઉત્પન્ન થાય એટલે પૂરાવાની સાંકળમાં કેટલાક ખૂટતા અંકોડા વકીલો અને સાક્ષીઓની કલ્પનાશક્તિ વડે પૂરી લેવામાં આવે છે. એટલે આ અદાલત તો શી રીતે જુઠું બોલવું તે શીખવાની જાણે એક શાળા થઈ પડે છે. સાચા મુકર્દમામાં આ પ્રમાણે અસત્ય વિના નથી ચાલતું તો પછી જુઠા મુકર્દમાની તો વાત જ શી ? અદાલતનું વાતાવરણ જ આંટીઘુંટી, કાવાદાવા અને જુઠાણાથી વ્યાપી રહેલું હોય છે.

બ્રિટિશ ન્યાય વિષે અંગ્રેજ લોકો બહુ મગરૂબી ધરાવે છે. પણ હિંદુસ્તાનમાં તો એ બ્રિટિશ ન્યાયથી તેમને શરમ ઉપજવી જોઇએ એવી સ્થિતિ છે. હિંદી હિંદીઓ વચ્ચે ભલે તેઓ કાયદાનો અમલ નિષ્પક્ષ રીતે કરતા હોય, પણ જ્યાં હિંદી અને અંગ્રેજ વચ્ચે ન્યાય કરવાનો પ્રસંગ આવે છે ત્યાં બ્રિટિશ ન્યાય ઉંઘી જાય છે. કેટલાક ગુન્હા રાજ્ય વિરૂદ્ધ ગણાય છે, તે બાબતમાં પણ બ્રિટિશ ન્યાયને ઉંચે ટીંગાડીને જ કામ ચલાવવામાં આવે છે. દરેક રાજ્યમાં રાજ્ય સામે અપ્રીતિ ફેલાવવી એ પ્રજાની દૃષ્ટિએ પણ ગુન્હો ગણાય, પણ જ્યારે તે રાજ્ય લોકોનું હોય અને લોકોનાં હિત માટે હોય ત્યારે. જ્યારે રાજ્ય પ્રજાના હિત માટે નહિ, પણ રાજ્ય ચલાવનારના હિત માટે જ હોય ત્યારે પ્રજાને તેની ખરી હાલતનું ભાન કરાવવા, તેને પોતાનો બચાવ કરવા સારૂ જાગૃત કરવા પ્રજાના નેતાઓને કામ કરવું પડે અને તેમ કરતાં રાજ્યના દોષો બતાવાવા જ પડે, રાજ્ય વિષે લોકોમાં માન અને પ્રીતિ ન રહે એવાં કામો કરવાં પડે અને એવું કહેવું જ પડે. રાજ્ય અને પ્રજાનું હિત એક ન હોય ત્યાં આવા રાજ્ય વિરુદ્ધ ગુન્હા ગણાય એવાં કામો તો પ્રજામાં દરેક સારા માણસને કરવાં જ પડે. અને જો તેમનું કહેલું માનવા રાજ્ય તૈયાર ન હોય તો તેણે

કબુલ કરવું જોઇએ કે અમે ન્યાયથી રાજ્ય ચલાવવા નથી માગતા, પણ બળજોરીથી રાજ્ય ચલાવીએ છીએ. પરંતુ અંગ્રેજ સરકાર તો આમ કરવા છતાં ન્યાયી હોવાનો ડોળ કરે છે.

જે સરકાર લો. મા. તિલક મહારાજને અને મહાત્મા ગાંધીજીને રાજ્યદ્રોહી ગણે તે સરકારની અદાલતો અને કાયદા ન્યાયી છે એમ શી રીતે કહેવાય ?

મહાત્મા ગાંધીજીએ તેનો જે ચિતાર પોતાના કોર્ટ સમક્ષ રજુ કરેલા લેખી એકરારમાં આપ્યો છે તે એટલો હુબહુબ છે કે તે જ અહીં આપવો યોગ્ય છે. તેઓએ કોર્ટને કહ્યું કેઃ—'ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થે જ વપરાય છે. પંજાબ માર્શલ લૉના મુકર્દમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારા ઉપર એવી જ છાપ પડી કે સેંકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાંના રાજદ્વારી મુકર્દમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દર દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એ જ એમનો ગુન્હો. હિંદની અદાલતોમાં યુરોપીયનોની સામે કામ માંડનારા સોમાંથી નવ્વાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ ક્યાંયે નથી. આવા મુકર્દમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે જે કોઇ હિંદીઓને પ્રસંગ પડયો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવો જ છે.'

અસહકારની લડતને અંગે અદાલતોનો ત્યાગ કરવાની જરૂર આગળ આપણે જોઈ ગયા છીએ, પણ તે સિવાય પણ આ અદાલતો વર્જવા જેવી છે. ન્યાય મેળવવાના હેતુથી તમે તેમાં દાખલ થાઓ, પણ તે ન્યાય મેળવવા ખાતર તમારે નીતિના કેટલાય કાયદા તોડવા પડે એવી સ્થિતિ છે.

હવે સવાલ એ થાય છે કે આ અદાલતોની અવેજીમાં આપણી પાસે કાંઈ છે ?

કોઇ માણસ આપણને મારે, આપણી વસ્તુ લઇ જાય, આપણા માગતા રૂપીયા ન આપે તો તેની સામે આ અદાલતો વિના બીજો કાંઈ ઉપાય છે કે પછી સાધુવૃત્તિથી ક્ષમા રાખીને સહન કરી લેવું એ જ ઉપાય છે? કોઇ આપણું નુકસાન કરે તે ક્ષમા રાખીને સહન કરી લઇએ એ ઉત્તમ ઉપાય તો છે જ. પણ બધા જ માણસો ક્ષમા રાખી શકતા નથી અને સહન કરી શકતા નથી. તેથી જ તો સમાજવ્યવસ્થાની જરૂર પડે છે. એટલે સાધારણ દુનીયાદારી માણસો માટે ન્યાય મેળવવા જવાનું કાંઇ ઠામ હોવું તો જોઇએ જ. આપણાં મહાજનો અથવા પંચોને આપણે ફરી સ્થાપીએ અને પહેલાં તે જે કામ કરતાં તેવું જ કામ ફરી તે કરતાં થઈ જાય તો અદાલતોની બહુ થોડી જરૂર રહે. ગ્રામપંચાયતવાળા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે પહેલાં લોકોમાં કાંઈ તકરાર થાય અથવા કજીઓ થાય તો તેનો નિકાલ ગામનું મહાજન એકઠું મળીને કરતું. આ ઉપરાંત જુદા જુદા ધંધાદારીઓનાં પણ જુદાં જુદાં મહાજન હતાં અને હજી પણ છે. કોઇ માણસ પોતાના ધંધામાં અપ્રમાણિકતા વાપરે, માલ વેચવાનો કે લેવાનો કરાર કર્યો હોય અને ફરી જાય, તો તે ધંધાનું મહાજન તેને સજા કરે છે. આવાં મહાજનોનું જોર અત્યારે ઘટી ગયું છે. પણ તેની ફરી પ્રતિષ્ઠા કરી હોય તો અદાલતોમાં જવાની જરૂર જ ન રહે. ગામડાંઓમાં ગામનું પંચ કજીઆ ચુકાવે અને શહેરોમાં આવાં મહાજનો ચુકાવે. પછી ચોર, લૂંટારા, ખૂન કરનારા અને એવા બદમાશ માણસોને સજા કરવાનું કામ માત્ર રાજ્ય તરફથી કરવામાં આવે. જોકે ગામનાં પંચો પણ આવા ગુન્હાઓ ઉપર ઘણો અંકુશ રાખી શકે અને રાખે છે.

પંચ અથવા મહાજન મારફત ન્યાય ચુકવાય એટલે અદાલતોમાં જે ખર્ચ થાય છે તેમાંથી બચી જવાય, વખતનો જે નકામો

વ્યય થાય છે તે અટકે, અદાલતોમાં છેક ન્યાયાધીશ અને વકીલથી માંડીને તે અદાલતના પટાવાળા સુધીના લોકો તરફથી જે અવિનયી અને કેટલીક વાર અપમાનભરી વર્તણુક ચલાવવામાં આવે છે તેના પ્રસંગ ન પડે, ખોટા સાક્ષી ઉભા કરવાની પંચાત ન રહે અને અનેક રીતે સરળતા થઇ જાય. મ્હોટામાં મ્હોટો લાભ તો એ છે કે પોતાની સરખી જ સ્થિતિના માણસને હાથે પોતાનો ન્યાય થાય. અદાલતોમાં ન્યાયાધીશો પક્ષકારને નહિ ઓળખનારા અને તેમની સ્થિતિથી બિલકુલ બીનવાકેફ એવા હોય છે. મ્હોટી અદાલતોમાં તો આપણા રીતરિવાજ અને આપણો સ્વભાવ ન સમજી શકે એવા પરદેશી ન્યાયાધીશો ઘણે ભાગે હોય છે. તેથી ઉલટું પંચના અથવા મહાજનના માણસો બન્ને પક્ષકારને બરાબર ઓળખતા હોય છે, સાક્ષીઓને પણ તેઓ ઓળખતા હોય છે. કયા માણસો કેટલે સુધી ખોટું કરી શકે એવા છે તે તેઓ જાણતા હોય છે. એટલે પક્ષકારો અથવા સાક્ષીઓ તેમને છેતરી શકતા નથી. પોતાનો પક્ષ ખોટો હોય તો તેનું ખોટાપણું ઉઘાડું પડી જવાં સમાજમાં પોતાની બેઇજ્જતી થશે એવો આમાં ભય રહે છે. લોકોનો ઉઘાડો અનુભવ છે કે જે માણસો એક વાર અદાલતમાં જાય છે તે માણસોને અદાલતના ફેંસલાથી કદિ સંતોષ થતો જ નથી. તે એમજ માને છે કે મને ન્યાય મળ્યો નથી અને તેથી સામા માણસ ઉપર તેનું વેર વધે છે. અદાલતમાં લડેલા પક્ષકારો જન્મારાના વેરી બની રહે છે. ત્યારે પંચ અથવા મહાજનની તકરાર પતાવવાની પદ્ધતિમાં એ ખૂબી છે કે તેઓ તકરારના ખરાખોટાપણાનો જ માત્ર ફેંસલો આપતા નથી, પણ તેમની પાસે આવેલા પક્ષકારોને એકબીજા સાથે મેળવીને, એક કરીને, તેમનાં વેરને ભૂલાવીને પાછા મોકલે છે; પછી હમેશાં તેઓ મિત્ર થઇને રહે છે.

તેથી મહાસભા તરફથી ગામેગામ ગ્રામસમિતિઓ તથા ગ્રામપંચાયતો સ્થાપવાની હીલચાલ ચાલી રહી છે. મ્હોટાં શહેરો માટે લવાદકોર્ટો સ્થાપવાની હીલચાલ ચાલે છે. તેમાં આપણાં માણસોને

હાથે જ આપણો ન્યાય થાય એ એક મ્હોટો લાભ અને બીજું સરકારી અદાલતોના ત્રાસમાંથી છુટવાપણું તેમાં રહેલું છે. આ પંચાયતો અને લવાદકોર્ટોને લોકો જેટલી મદદ કરે અને ઉપાડી લે તેટલી તેને ફત્તેહ મળે અને તેટલી આપણી સ્વરાજ્યસ્થાપના વધારે થાય.

---

# સ્વરાજ્ય

ઉપરનાં પંદર પ્રકરણમાં જે વિચારો આવી ગયા છે, તે જ્યારે લોકોમાં બરાબર ફેલાશે ત્યારે 'સ્વરાજ્ય એટલે શું?' એ લોકો પોતાની મેળે સમજી જશે. એટલું જ નહિ પણ થોડા પ્રયત્નથી સ્વરાજ્ય ચલાવતા પણ થઇ જશે. સ્વરાજ્ય એટલે પોતાની ઇચ્છા મુજબ પોતાનો રાજ્યકારભાર ચલાવવાની શક્તિ. જેમ પુખ્ત ઉમરનો માણસ સામાન્ય વહેવારુ જ્ઞાનથી પોતાના કુટુંબની વ્યવસ્થા ચલાવે છે; કુટુંબના બધા લોકો સંપ અને પ્રેમથી રહે, બધાંના ભરણપોષણની જોગવાઈ થઈ જાય, પડોશીઓ સાથે મિત્રાચારીનો સંબંધ રહે અને સમાજની કાંઇક જરૂરી સેવા કરી સમાજ પાસેથી પોતાને જોઇતી બધી સગવડો મેળવી લે, તે જ પ્રમાણે સ્વરાજ્ય, એટલે એક આખું ગામ અથવા આખો પ્રાંત સંપથી રહી સમાજનું રક્ષણ અને ભરણપોષણ કરે. કુટુંબ ચલાવવા માટે જે ડહાપણ જોઇએ છે તે જ ડહાપણ સ્વરાજ્ય ચલાવવા માટે બસ છે. જેમ આપણા કુટુંબની વ્યવસ્થામાં બીજો કોઇ દખલ કરે તો તે આપણે સહન કરતા નથી તેમજ આપણા જાહેરજીવનમાં, આપણા રાજ્યકારભારમાં જો કોઇ દખલ કરવા આવે તો તે પણ સ્વાભાવિકરીતે આપણને અસહ્ય થવું જોઇએ. દુનીયાના બધા દેશના લોકોને દખલગીરી અસહ્ય થાય

જ છે. બીજા કોઇ આવી આપણને કહે કે તમારા ઘરની વ્યવસ્થા અમે વધારે સારી કરી આપીશું, ઘર અમારે તાબે કરો, તો આપણે તે પસંદ ન કરીએ, કેમકે ઘરની વ્યવસ્થામાં વ્યવસ્થા કરતાં પણ આપણું પોતાનું સમાધાન અને પોતાની કલ્પનાનો અવકાશ એ ખાસ મહત્ત્વનું હોય છે. સ્વરાજ્યમાં પણ તેમ જ છે.

અંગ્રેજી રાજ્યનો મુખ્ય લાભ એ બતાવવામાં આવે છે કે અંગ્રેજો આપણું રક્ષણ કરે છે. પણ તેમાં જ આપણું ભારેમાં ભારે નુકસાન છે. બહારનો માણસ આવી આપણું રક્ષણ કરે અને તેને સાટે આપણે બાયલાની માફક તેને તાબે રહીએ એમાં તો આપણી અધોગતિ છે. સ્વરાજ્યમાં લશ્કર આપણું જ હોય અને તેની ઉપર હકુમત પણ આપણી જ હોય, જેથી આપણને એમ ન લાગે કે રક્ષણને માટે આપણે બીજાના આશ્રિત છીએ. આજે હિંદુસ્તાનમાં જેટલું લશ્કર છે તેટલું હિંદુસ્તાનના રક્ષણને માટે જરૂરનું નથી. તેનો ઉપયોગ એશીયામાં બ્રિટિશ સલ્તનતનો વક્કર બેસાડવા અને લાગ મળ્યે આપણા પડોશીઓને દબાવી તેમને પણ બ્રિટિશ અમલ તળે લાવવા માટે થાય છે. ગયા યુદ્ધ દરમ્યાન હિંદુસ્તાનનું લશ્કર ઇજીપ્ત સામે, આરબો સામે અને તુર્કો સામે લડવામાં ગયું હતું તેથી ત્યાંના લોકોના મનમાં હજુયે હિંદુસ્તાનવાસીઓ સામે ચીડ છે. પાળેલો હાથી બીજા જંગલી હાથીઓને પકડવામાં મદદ કરે તેવી આપણી દશા છે. આ રીતે હિંદુસ્તાનના સ્વાભાવિક મિત્રોને આપણા શત્રુ બનાવી સરકાર કહે છે, કે જુઓ આટલા લોકો સામે અમે તમારૂં રક્ષણ કરીએ છીએ. સ્વરાજ્યમાં આપણે આપણા લશ્કરનો દુરૂપયોગ થવા જ ન દઇએ. મુસલમાન લોક અને મુસલમાન રાષ્ટ્રો આપણા મિત્રો હશે એટલે તેમની સામે લડવા માટે ભારે લશ્કર રાખવું નહિ પડે. મુસલમાન લોકો હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરશે એ બીક વ્યર્થ છે. એશીયામાં મુસલમાનોના પડોશી જેમ આપણે છીએ તેમ ચીનાઓ પણ છે.

તેમના રાજ્ય ઉપર મુસલમાનોએ હુકમ કર્યો નથી. સ્વરાજ્યમાં ત્રીસ કરોડ લોકો પોતાના દેશનું રક્ષણ ન કરી શકે એમ તો બને જ નહિ.

સાચી વાત એ છે કે જબરદસ્તીનો વેપાર કરી દુનીયાના બધા દેશોનો ચૂસવાનો સ્વભાવ એશીયાના રાષ્ટ્રોનો છે જ નહિ. આપણા દેશનો આજે જે આર્થિક સ્રાવ થાય છે તે સ્વરાજ્યમાં અટકી જશે; અથવા એમ કહીએ તો ચાલે કે હિંદુસ્તાનનો આર્થિક સ્રાવ જ્યારે બંધ થશે ત્યારે જ આપણે ત્યાં સ્વરાજ્ય છે. આજે લશ્કરને નિમિત્તે, બ્રિટિશ અમલદારોના પગાર અને પેન્શન ખાતે, સામ્રાજ્ય સરકારને મદદના રૂપમાં, અને એથીયે વધારે પરદેશી વેપારદ્વારા જે ધન પરદેશ જાય છે તે સ્વરાજ્યમાં બંધ થશે. દેશનું ધન પરદેશ જાય છે એનો અર્થ એ જ છે કે દેશના ગરીબ અને મહેનતુ ખેડુતવર્ગને ગુલામોની પેઠે નાહક વધારેની મહેનત કરવી પડે છે. આપણે મહેનત કરીએ અને તેનો બદલો આપણને ન મળે અને પરદેશ જાય તો આપણે કઈ રીતે પગભર થવાના ? દુકાળમાં આપણા લાખો લોકો મજુરી ન મળવાને લીધે તરફડીને મરી જાય અને આપણે પરદેશી મજુરીથી તૈયાર થયેલી વસ્તુઓ ખરીદી કરોડો રૂપીયા પરદેશ મોકલીએ એ સ્થિતિ સ્વરાજ્યમાં ન જ રહી શકે. આપણા ભૂખ્યા ભાઇઓને મજુરી આપવાની આપણી ફરજ છે. સ્વરાજ્યમાં સ્વરાજ્ય સરકાર મારફતે તે થઈ શકશે. પણ આજે આપણે પ્રયત્નપૂર્વક પોતાનો ધર્મ ઓળખી તે કરવું જોઇએ. જ્યારે આપણા બધા દેશવાસીઓને મજુરી મળે અને દેશમાં પેદા થઇ શકે એવો માલ પરદેશથી આવતો અટકી જાય ત્યારે સ્વરાજ્ય થયું એમ ગણાવું જોઇએ. દેશમાં કાપડ થઇ શકે છે છતાં તે આપણે પરદેશથી મંગાવીએ છીએ અને દેશમાં ભારે ભૂખમરો હોવા છતાં દેશનું અનાજ પરદેશ મોકલીએ છીએ એ સ્થિતિ જ્યારે નીકળી જાય ત્યારે સ્વરાજ્ય થયું ગણવું જોઇએ. આવી સ્થિતિ લાવવા માટે આપણે જે

પ્રયત્ન કરીએ છીએ તે સ્વરાજ્યની લડત. આ લડતથી દેશના ખેડુત અને મજુરવર્ગને ભારેમાં ભારે લાભ થવાનો છે. પરદેશી સરકાર ઉપર અને પરદેશી વેપાર ઉપર આધાર રાખનાર લોકો જો વખતસર ચેતીને પોતાના ધંધામાં ફેરફાર નહિ કરે તો તેમને પસ્તાવું પડશે.

સ્વરાજ્યનો મ્હોટામાં મ્હોટો એ લાભ છે કે આપણા લોકોને દરેક દિશામાં ચ્હડવાનો પૂરો અવકાશ મળશે. આપણી ઇચ્છા પ્રમાણે આપણે રાજ્યકારભાર ચલાવીશું, આપણો પુરૂષાર્થ વધશે અને દુનીયામાં આપણી પ્રતિષ્ઠા પણ વધશે. આજે અંગ્રેજો જેમ દુનીયાના દરેક દેશોમાં જઇ પોતાને અનુકૂળ જ્ઞાન અને બીજી સગવડો સ્વદેશમાં લાવે છે અને દુનીયા ઉપર પોતાની અસર પાડે છે તેમ આપણે પણ દુનીયા પાસેથી ઘણું મેળવીશું, દુનીયાને ઘણું આપીશું. માત્ર અંગ્રેજોની પેઠે બીજા દેશોને ચુસીને નહિ, પણ બધા સાથે પ્રેમ-સંબંધ રાખીને.

તેથી જ આજથી આપણે શાન્તિ અને અહિંસા દ્વારા સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. આ દેશમાંથી અંગ્રેજો ચાલ્યા જાય એનો અર્થ સ્વરાજ્ય નથી. સ્વરાજ્ય એટલે ઉપર વર્ણવેલી રીતે આપણે દુનીયા સાથે સંબંધ રાખવાની શક્તિ ધરાવીએ એ છે. અંગ્રેજ સરકારનું બળ ઓછું થઈ જાય અને તે વખતે હિંદુસ્તાનમાં બળવો થવાનો સંભવ જોઇ ઇંગ્લંડ આપણને સ્વરાજ્ય આપી દે અથવા વિલાયતમાં મજુરવર્ગની ક્રાન્તિ થાય તેથી અથવા યુરપના રાજકારણમાં ઇંગ્લંડ બાજી હારી જાય, ઇંગ્લંડ હિંદુસ્તાનને સાચવી ન શકે અને આપણને સ્વરાજ્ય મળે, એવી આશા ઉપર બેસી રહેવું એ પણ આપણને છાજે નહિ; કેમકે તેમાં આપણું શ્રેય નથી, આપણો પુરૂષાર્થ નથી અને આપણી સલામતી પણ નથી. આપણે આપણા ટેકથી, આપણી સહનશક્તિથી અને સંપથી જ સ્વરાજ્ય મેળવવું જોઇએ અને તે શાન્તિને માર્ગે જ આપણે મેળવીને ટકાવી શકીશું.

---